આ મૂલગ્રંથાનુવાદના સંશોધનમાં સુશ્રાવક પંડિત શા. હીરાલાલ દેવચંદે કેટલીક સહાય કરેલી છે, તેમજ અમદાવાદ દેવશાના પાડાના પ્રાચીન જ્ઞાનભંડારના કાર્યવાહક શા. પોપટલાલ મોહનલાલ (સાખુગોળાવાળા), અને ખંભાત નીતિવિજય જૈન પુસ્તકાલયના કાર્યવાહકે હીરપ્રશ્નની હસ્તલિખિત પ્રત આપવાનું સૌજન્ય બતાવ્યું છે, અને આ પુણ્યકાર્યમાં જેઓએ દ્રવ્ય સહાય કરી છે, તેઓ સર્વેનો અમો આભાર માનીએ છીએ.

| | |
|---|---|
| અમૃતાબાઈ જ્ઞાનમંદિર, ડભોઈ. | લી સંઘસેવક, શાહ ખૂબચંદ પાનાચંદ માનદમંત્રી |

# પ્રકાશકીય નિવેદન

શ્રી મુક્તાબાઇ જ્ઞાનમંદિરના દશમા પ્રકાશન તરીકે શ્રી
પ્રશ્નાનુવાદ ટિપ્પણી અને મૂલ સહિત પ્રસિદ્ધ કરતાં
મને અનહદ આનંદ થાય છે. આ સંસ્થા સ્વલ્પ
સમયમાં સુચારૂ પ્રકાશનોનો લાભ જ્ઞાનપિપાસુ સજ્જનોને
જે આપી શકી છે, તે પૂ. પા. પ્રવચન-પ્રભાવક આગ-
મજ્ઞ પ્રખરવક્તા ગુરૂવર્ય શ્રી આચાર્યદેવ વિજયજંબૂ
સૂરીશ્વરજી મહારાજ સાહેબના પરમ ઉપકારને આભારી છે.

શ્રી હીરપ્રશ્નનું નામ અનેક ઉપયોગી વિષયોમાં સાક્ષી
તરીકે ગ્રહણ કરાતું આજે સૌ કોઇને વિદિત છે. તે ગ્રંથ
ગીર્વાણ ભાષામાં હોવાથી તે ભાષાના અનભિજ્ઞો પણ એ
વિષયોના સાચા અર્થને જાણે તે હેતુથી પૂ. પા આચાર્યદેવ
વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્યરત્ન પૂ. મુનિરાજ
શ્રી ચિદાનંદવિજયજી મહારાજ સાહેબે ખૂબ મહેનત લઈને
મૂલગ્રંથના સંપાદન પૂર્વક ટિપ્પણી સહિત શ્રી હીરપ્રશ્નાનુવાદ
તૈયાર કરી આપ્યો છે.

અમો આશા રાખીએ છીએ કે ગુણગ્રાહકતાની દૃષ્ટિએ
વાંચકો આ અમૂલ્ય ગ્રંથરત્નનો સુંદર લાભ ઉઠાવી અનુવાદક
મહાત્માના શુભ પ્રયાસને વધુ સફલ બનાવશે.

આ મૂલગ્રંથાનુવાદના સંશોધનમાં સુશ્રાવક પંડિત શા. હીરાલાલ દેવચંદે કેટલીક સહાય કરેલી છે, તેમજ અમદાવાદ દેવશાના પાડાના પ્રાચીન જ્ઞાનભંડારના કાર્યવાહક શા. પોપટલાલ મોહનલાલ (સાબુગોળાવાળા), અને ખંભાત નીતિવિજય જૈન પુસ્તકાલયના કાર્યવાહકે હીરપ્રશ્નની હસ્તલિખિત પ્રત આપવાનું સૌજન્ય બતાવ્યું છે, અને આ પુણ્યકાર્યમાં જેઓએ દ્રવ્ય સહાય કરી છે, તેઓ સર્વેનો અમો આભાર માનીએ છીએ.

મુક્તાબાઈ જ્ઞાનમંદિર,
ડભોઈ.
તા. ૧૫-૧૦-૪૩.

લી. સંઘસેવક,
શાહ ખૂબચંદ પાનાચંદ
માનદમંત્રી

वांछितदायक-श्रीगौतमस्वामिने नमो नमः ।

# આદિવચન



આ પ્રશ્નોત્તર સમુચ્ચય-અપર નામ શ્રીહીરપ્રશ્નના પ્રણેતા પૂ. જગદ્‌ગુરૂ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજ છે. અને સંગ્રહકાર મહામહોપાધ્યાય શ્રી કીર્તિવિજય ગણિવર છે.

આ ગ્રંથમાં અનેક પદવીધર વિદ્વાન્ મુનિરાજો તેમજ શ્રીસંઘોએ પૂછેલા અનેકવિધ પ્રશ્નો અને તેના પૂ૦ પા૦ જગદ્‌ગુરૂ વિજયહીરસૂરિજીએ આપેલા શાસ્ત્રીય ઉત્તરોનો સમાવેશ થાય છે.

ઉત્તરદાતા આચાર્યદેવ શ્રી જૈનશાસન ક્ષીતિજ ઉપર પ્રભાવશાલી સૂર્ય તરીકે ચમકી ગયેલા આજે સૌ કોઈને વિદિત છે. તે જગદ્‌ગુરૂનો જન્મ પાલણપુરમાં વિક્રમ સંવત ૧૫૮૩ના માગશર સુદિ ૯ ને સોમવારના ધન્ય દિવસે થયો હતો. પિતાનું નામ ઓસવાલ જ્ઞાતીય ગૃહસ્થ કુરાશાહ હતું અને માતાનું નામ રત્નકુક્ષિ નાથીદેવી હતું. ખાનદાન માતા પિતાએ ધર્મપુત્રનું નામ હીરજી રાખ્યું હતું. હીરજી ખરેખર બાલ્યાવસ્થાથી જ હીરની જેમ તેજસ્વી અને પાણીદાર હતા. દૈવયોગે અલ્પ સમયમાં જ માત પિતા સ્વર્ગવાસી થયાં. આ સમાચાર સાંભળતાં હીરજીની બે ભગિનીઓ કે જે પાટણ રહેતી હતી તે ત્યાં આવી અને હીરજીને સાથે લઈ ગઈ. હીરજી બ્હેનોની સાથે ગુરૂવંદન કરવા જતા હતા, કારણ કે

હીરજીને નાનપણથી જ અત્યંત ધર્મપ્રેમ હતો. સદ્‌ગુરૂ આચાર્ય વિજયદાનસૂરિની દેશના સાંભળતાં મન સંસારની જેલમાંથી મુક્ત થવા તલપાપડ બન્યું. વૈરાગ્યવાસિત એ આત્માએ બ્હેનોને પોતાનો સદ્‌વિચાર જણાવ્યો એટલે બ્હેનોએ અનુમતિ કે નિષેધનું ઉચ્ચારણ નહિ કરતાં વ્યાઘ્રતટી ન્યાયનું અનુકરણ કર્યું. પરંતુ ભાઇએ 'અનિષિદ્ધમનુમતમ્ આ ન્યાયનું અવલંબન લઈ મને રજા મળી છે એમ માન્યું. અને ભાગવતી દીક્ષાના પૂનિત પંથે વિચરવા સદ્‌ગુરૂ પાસે ગયા. એટલે વિજયદાનસૂરિ ગુરૂએ પાટણમાં સંવત ૧૫૯૬ ના કાર્તિક વદ ૨ ના પ્રશસ્ત દિવસે પ્રવ્રજ્યા આપીને તેઓશ્રીનું હીરહર્ષ નામ સ્થાપ્યું.

કુશાગ્રબુદ્ધિ મુનિ હીરહર્ષને વિદ્યાપ્રાપ્તિ પ્રત્યે અભિરૂચિ સારી હતી એટલે ગુરૂ આજ્ઞાથી બે મુનિવરોની સાથે ન્યાયશાસ્ત્રના અભ્યાસ માટે દેવગિરિ ગયા અને ત્યાં રહી ન્યાયશાસ્ત્રના કઠિન ગ્રંથો ચિંતામણિ વગેરેનો અભ્યાસ કરી ગુરૂજી પાસે આવ્યા.

સૂરિજીએ પોતાના વિનીત વિનેયની યોગ્યતા નિહાળી હીરહર્ષમુનિને ૧૬૦૭ માં નાડલાઇ (મારવાડ) ગામે પંડિતપદથી અને ૧૬૦૮ માં તેજ ગામમાં માઘ શુક્લ પંચમીએ ઉપાધ્યાયપદથી અલંકૃત કર્યા અને ૧૬૧૦ માં શીરોહી મૂકામે સુરિ પદ આપવામાં આવ્યું. ત્યારથી હીરહર્ષ શ્રીહીરવિજયસૂરિના નામથી પ્રસિદ્ધિ પામ્યા. વિજયદાનસૂરિના સ્વર્ગવાસ પછી ૧૬૨૨ માં ભટ્ટારક પદવી પ્રાપ્ત થતાં તેઓએ સકલસંઘનો ભાર ઉઠાવી લીધો અને આ પૃથ્વીતલને

પાવન કરતા ગુજરાતમાં વિચરવા લાગ્યા. તે વખતે સૂબાઓની નાદિરશાહીને પરિણામે આ પુણ્યપુરૂષને ઘણું સહન કરવું પડયું હતું. આ ઉત્તરદાતામાં સહનશીલતા ઇન્દ્રિયદમનતા અને પ્રવચનવત્સલતા આ ત્રિવેણીનો સંગમ અપૂર્વ શોભતો હતો.

ચંપા નામની શ્રાવિકાના છ મહીનાના ઉપવાસે અકબર બાદશાહનું મન ખેંચ્યું હતું. જે ગુરૂના પ્રતાપે છમહિનાના ઉપવાસ નિર્વિઘ્ને પાર પડયા છે તે ગુરૂનો કેવો પ્રભાવ હશે તે જાણવા વિજયહીરસૂરિને બોલાવવા આમંત્રણ કરવામાં આવ્યું હતું. તેઓશ્રીના પુણ્ય પ્રભાવથી અકબર બાદશાહ જેવા મુગલ સમ્રાટે પણ ઘણી હિંસાનો ત્યાગ કર્યો હતો; તીર્થાધિરાજ શ્રી શત્રુંજય, આબુજી, સમ્મેતશીખર આદિ તીર્થો જૈનોને સ્વાધીન, ને સર્વપ્રતિબંધમુક્ત છે, એમ જણાવનારાં ફરમાનો કાઢયાં હતાં; આમજનતા ઉપરનો જીજીયાવેરો માફ કર્યો હતો; કેદી જનોને છોડી દીધા હતા. એ આચાર્યદેવના પવિત્ર હાથે ઘણાં કુટુમ્બોનાં કુટુંબોની દીક્ષાઓ, ઘણી પ્રતિષ્ઠાઓ, અંજનશલાકાઓ, નૂતન મંદિર નિર્માણો, જીર્ણોદ્ધારો, સંઘો, ઉદ્યાપનો, પદપ્રદાનો ઇત્યાદિ યાદગાર શાસનોન્નતિ થઇ હતી, કે જે સર્વ બાબતોની સાક્ષી શ્રી હીરસૌભાગ્ય, હીરવિજયસૂરીરાસ, સૂરીશ્વર અને સમ્રાટ આદિ અનેક ગ્રન્થો દીવા જેવી પૂરી રહ્યા છે. અકબર બાદશાહે તેઓશ્રીને જગદ્‌ગુરૂનું બિરૂદ આપ્યું હતું તે સાર્થક જ હતું.

આ જગદ્‌ગુરૂ શાસનદીપક સંવત ૧૬૫૨ ના ભાદરવા સુદિ ૧૧ ને દિવસે ઉનામાં સમાધિ પામ્યો હતો.

આ ગ્રંથમાં આલેખાયેલા લગભગ દરેક વિષયને સ્પર્શતા સવાલો તેમજ તેના સચોટ ખુલાસાઓ વાંચનારને ઘણા જ ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડે તેવા છે, એમાં તલમાત્ર શંકાને સ્થાન નથી. યાવત્ સામાચારી વિષયક કેટલીક ઝીણી ઝીણી ગુંચોનો સુંદર ઉકેલ પણ આમાં આપવામાં આવ્યો છે. વર્તમાનમાં તિથિ તથા સૂતકાદિ વિષયોમાં સાગરપક્ષે જે કોલાહલ મચાવ્યો છે તે નર્યો સિદ્ધાન્ત અને સામાચારીથી વિરૂદ્ધ છે, એ આ પુસ્તકનું જો તટસ્થ દૃષ્ટિથી વાંચન કરવામાં આવશે તો સાગરપક્ષમાં પડેલા કેટલાક વિજયના આચાર્યાદિ મુનિવરોને પણ સાફ સાફ દીવા જેવું દેખાઇ આવશે.

જગદ્ગુરૂ શ્રીવિજયહીરસૂરિમહારાજા આચાર્ય શ્રીવિજયદાનસૂરિ મહારાજાની પાટે અભિષિક્ત થયા હતા. આચાર્ય શ્રી વિજયદાનસૂરિ મહારાજા આચાર્ય શ્રી આનંદવિમલસૂરિ મહારાજાની પાટે અભિષિક્ત થયા હતા. તેમના સમયમાં પણ તિથિ આરાધનામાં લૌકિક પંચાંગો જ મનાતાં હતાં તથા તેમાં આવતી તિથિઓની ક્ષય વૃદ્ધિ અન્ય કોઇ તિથિઓમાં ખસેડાતી ન હતી. કલ્યાણક તિથિઓ, બાર પર્વિઓ, જોડીઆ કે બીનજોડીઆં એ તમામમાં ક્ષીણ તિથિ પૂર્વ દિવસે આરાધાતી અને વૃદ્ધ તિથિ ઉત્તર દિવસે આરાધાતી, એ વાતને આ પુસ્તકના ૧૦૯ તથા ૨૫૭ પ્રશ્નો ટેકો આપે છે.

આ આચાર્યદેવની પાટે આચાર્ય વિજયસેનસૂરિજી અને તેમની પાટે આચાર્ય વિજયદેવસૂરિજી તથા દ્વિતીયા-

ચાર્ય શ્રી વિજયતિલકસૂરિજી ઉર્ફે આણંદસૂરિજી થયા. આ મહાપુરૂષોએ પણ શાસનની અતુલ પ્રભાવનાઓ કરી હતી. શ્રીસેનપ્રશ્ન આ ગ્રન્થમાં કહેવાયેલી વાતોનો સંવાદ કરનારો ગ્રન્થ છે, તેમાં આનાં પ્રતિપાદનોથી ઉલટી વસ્તુ કદી આવી શક્તિ નથી જ.

સાગરપક્ષની ઈચ્છાનુસાર તિથિચર્ચા શેઠ કસ્તુરભાઈ લાલભાઈ મારફત પુનાના તટસ્થ વિદ્વાન પી. એલ. વૈદ્યને લવાદ નીમીને તેઓના ફેંસલા મુજબ વર્તવાની સહી સાથે બન્ને પક્ષકાર આચાર્યોએ પાલીતાણા–સિદ્ધક્ષેત્રમાં જાહેર રીતે કરી હતી. તેમનો નિર્ણય પોતાની વિરૂદ્ધનો આવશે એમ સમજીને આ. શ્રી આનન્દસાગર મહારાજે તા. ૫–૭–૪૩ ને રોજ તટસ્થ ઉપર અયોગ્ય આક્ષેપો કરવા પૂર્વક જાહેર પત્રિકા બહાર પાડીને તે નિર્ણય કબૂલ નહિ રાખવાનો પોતાનો ઇરાદો જણાવી દીધો. આની સામે શેઠશ્રી કસ્તુરભાઈને પણ પોતાની નાપસંદગી તા. ૨૮–૭–૪૩ ના સંદેશ આદિ જાહેર પત્રોમાં જણાવી દેવી પડી છે.

લવાદ મહાશયે તો બન્ને પક્ષની ચર્ચાઓ સાંભળીને પોતાનો પ્રામાણિક ઐતિહાસિક નિર્ણય ઠીક જ જણાવી દીધો છે, જેની મતલબ આ પ્રમાણે છે—

'જૈન સમાજમાં ચંડાંશુચંડુ પંચાંગ મનાય છે તે જ માનવું. તેમાં આવતી તિથિઓને ફેરફાર કર્યા વિના માનવી. પર્વો કે કલ્યાણક કોઈ પણ તિથિની ક્ષય વૃદ્ધિ હોય ત્યારે ક્ષયે પૂર્વા૦ ના નિયમ મુજબ પૂર્વ અને ઉત્તર દિવસે તેની આરાધના કરવી. પુનમ આદિની ક્ષય વૃદ્ધિએ પણ તેરસ આદિની ક્ષય વૃદ્ધિ કરવી નહિ. આજ

સુધારી શકાયાં છે, તે માટે તે ગચ્છાધિપતિનો પણ ઉપકાર ભૂલી શકું તેમ નથી.

પ્રાન્તે આ અનુવાદમાં સર્વપ્રકારની શકય કાળજી રાખવા છતાં મતિમન્દતા તેમજ પ્રેસદોષથી જે મ્હારી કાંઇ સ્ખલના થઇ હોય તે બદલ મિથ્યાદષ્કૃત માગીને આ પ્રયાસને સફલ બનાવવા સારૂ સજ્જનોને વિનંતિ કરતો અત્રે હું વિરમીશ.

જૈનસોસાયટી ભરતનિવાસ.
રાજનગર.
વિક્રમ સં. ૧૯૯૯
આસો વદ અમાસ, ગુરૂવાર
દીપમાલિકા પુણ્ય પર્વ.

આચાર્યદેવ વિજયજંબૂસૂરી-
શ્વરચરણસેવામકરન્દમધુવ્રત
મુનિ ચિદાનંદવિજય.



# ટિપ્પણોમાં લીધેલાં અને સૂચિત ગ્રન્થાદિ પ્રમાણો



| ગ્રન્થાંક | ટિપ્પણાંક |
|---|---|
| (૧) ઉપદેશમાલા, | ૧-૨-૬-૭ |
| (૨) જીતકલ્પચૂર્ણિ, | ૩-૪-૫૩ |
| (૩) ઉત્તરાધ્યયનસૂત્ર, | ૫ |
| (૪) આવશ્યકસૂત્ર-નિર્યુક્તિ,[હારિ૦] | ૬-૩૧ |
| (૫) પ્રવચન પરીક્ષા, | ૮-૧૦-૧૫ |
| (૬) શ્રાદ્ધવિધિ, | ૯-૧૦ |
| (૭) શ્રીશત્રુંજયમાહાત્મ્ય. | ૧૦ |
| (૮) ભવભાવના, | ૧૦ |
| (૯) સૂયગડાંગસૂત્ર, | ૧૧ |
| (૧૦) શ્રીસેનપ્રશ્ન, | ૧૪ |
| (૧૧) હીરપ્રશ્ન, | ૧૪ |
| (૧૨) શ્રીસેનપ્રશ્નસાર-સંગ્રહ, | ૧૪ |
| (૧૩) આવશ્યકચૂર્ણિ, | ૧૪ |
| (૧૪) પ્રવચન સારોદ્ધાર, | ૧૪-૪૧ |
| (૧૫) પંચાશક ટીકા, | ૧૮ |
| (૧૬) છટ્ઠાકર્મગ્રંથની ટીકા, | ૧૯ |
| (૧૭) શ્રીસિત્તરીચૂર્ણિ, | ૧૯ |
| (૧૮) શ્રીપર્વતિથિપ્રકાશ, | ૨૨ |
| (૧૯) યોગશાસ્ત્ર ટીકા, | ૨૩ |
| (૨૦) સંગ્રહણી. દેવભદ્રીય ટીકા, | ૨૪-૨૫-૨૭-૫૨-૫૭ |
| (૨૧) શ્રાદ્ધદિન કૃત્ય, | ૨૬-૪૯ |
| (૨૨) સમરાદિત્યકહા, | ૨૯ |
| (૨૩) પ્રભાવક ચરિત, | ૩૦ |
| (૨૪) ભગવતીસૂત્ર, | ૩૩-૩૫ |
| (૨૫) રત્નાકરાવતારિકા. | ૩૪ |
| (૨૬) ઠાણાંગસૂત્ર, | ૩૬ |
| (૨૭) ઠાણાંગસૂત્રવૃત્તિ, | ૩૭ |
| (૨૮) કલ્પ કિરણાવલી, | ૩૮-૩૯ |
| (૨૯) ઔપપાતિકસૂત્ર, | ૪૨ |
| (૩૦) આચારાંગસૂત્ર, | ૪૫ |
| (૩૧) પચ્ચક્ખાણ ભાષ્ય, | ૫૧ |
| (૩૨) નવતત્ત્વ, | ૫૯ |
| (૩૩) મુદ્રિત હીરપ્રશ્નનું ટિપ્પણ, | ૬૦-૬૫-૭૦ |
| (૩૪) સંબોધ પ્રકરણ, | ૬૧ |
| (૩૫) અભવ્યકુલક, | ૬૧ |
| (૩૬) વિવિધ પ્રશ્નોત્તર ભા૦૧, | ૬૪ |
| (૩૭) નિશીથ ચૂર્ણિ, | ૬૬ |
| (૩૭) વિવિધ પ્રશ્નોત્તર ભા.૨, | ૭૪ |
| (૩૯) હીરપ્રશ્નાવલી ગુ૦, | ૭૫ |

## આત્મ ચેતનાને શિખામણ.

૧. જ્ઞાનદૃષ્ટિને અનુરૂપ ત્હારે વ્યવહાર કુશલ બનવું.

૨. સેવા સુશ્રુષામાં સમયનો સદુપયોગ માનવો.

૩. પુસ્તકજ્ઞાનનો સાચો સ્વાદ સેવામાં છે સમજી અવસરે સેવામાં રક્ત થવું.

૪. સેવા કરાવવાથી ભારે થવાય છે, સેવા કરવાથી હળવા થવાય છે.

૫. આત્મ-જરુરિયાતો કમી કરવી, પરિગ્રહ દશમો ગ્રહ છે.

૬. જેટલો બાહ્ય વસ્તુનો વધુ મોહ, તેટલો આત્મ-જ્ઞાનમાં વધુ અંધકાર.

૭. પોતાને જોઈતી કોઈ પણ ચીજ માટે સામાને તકલીફ ન પડે તે જોતાં શીખવું

૮. એટલા સહનશીલ અને ગંભીર બનવું કે જેથી સર્વ સંયોગોને નીભાવી લેવાય

૯. ઉપકારીનો ઉપકાર માનવામાં અને ગુણીના ગુણ ગાવામાં અનહદ આનંદ આવે છે.



सकलागमरहस्यवेदि-स्वर्गत-विजयदानसूरीश्वरेभ्यो नमो नमः।

## વિષયાનુક્રમણિકા.


| अंक | विषय | पत्रांक |
|---|---|---|
| १ | સાધુમાં રહેલા અલ્પગુણોથી તેનું વંદનીયપણું કે તેમાં રહેલા અલ્પદોષોથી તેનું અવંદનીયપણું માનવું? | ૨ |
| ૨ | પાપશ્રમણીય અધ્યયનમાં કહેલ લક્ષણયુક્ત સાધુઓ વંદનીય માનવા કે પાસત્થાદિના લક્ષણો હોવાથી અવન્દનીય માનવા? | ૪ |
| ૩ | ૨૫ ભેદે રહેલા "एआरिसे" આ ગાથામાં કહેલા સાધુઓને છઠ્ઠું સાતમું ગુણઠાણું હોય કે મતાન્તરે છઠ્ઠું હોય? | ૬ |
| ૪ | 'जो चयइ' આ ગાથામાં આવેલ 'अचिरत्व' પદનો શો અર્થ? | ૬ |
| ૫ | દિગંબરાદિ ૧૦ માંથી કોઇ તપાગચ્છીય સાધુની ભક્તિ કરે અને અન્ય કોઈ વિપરીત કરે તો ફલ કેવું મલે? | ૭ |
| ૬ | ૧૦ માંથી કોઇ મંદીરનું રક્ષણ કરે અને અન્ય કોઈ વિપરીત કરે તો ફલમાં ફેર ખરો કે નહિ? | ૯ |
| ૭ | ૧૦ માંથી કોઇ આરાધક આત્માને મદદ કરે અને બીજો વિપરીત કરે તો બેના ફલમાં ભેદ કે અભેદ? | ૯ |
| ૮ | દિગંબરાદિ ૧૦ ની એકતા ખરી કે નહિ? | ૧૦ |
| ૯ | ધર્મકાર્ય કરતા દિગંબરાદિ ૧૦ને તપાગચ્છીય શ્રાવક સહાય કરે, મધ્યસ્થ રહે અથવા વિરોધ કરે તો શું થાય? | ૧૦ |
| ૧૦ | લુંપક સિવાયના ૯ની પ્રતિમા પૂજા વગેરે કેવી કહેવાય? | ૧૧ |
| ૧૧ | દિગંબરાદિ ૧૦ની સંઘભક્તિ તેમજ સંઘની અભક્તિ કેવી સમજવી? | ૧૧ |

૧૨ સેજ ૧૦નું નમસ્કારપઠન કેહિમોચન ઇત્યાદિ કેવું સમજવું? ૧૧
૧૩ ખરતરાદિકનાં રચેલાં સ્તોત્રાદિક કેવાં માનવાં? ૧૨
૧૪ તપાગચ્છીય શ્રાવક સ્વમંદિરમાં અને પરગચ્છીય મંદિરોમાં સુખડ વગેરે આપે તો ફલમાં સમાનતા કે વિષમતા? ૧૨
૧૫ પાંચ પર્વીઓ કયાં કહેલી છે? ૧૨
૧૬ શ્રાવકોને માટે ચતુષ્પર્વી કઈ ગણવી? ૧૩
૧૭ મહાવિદેહમાં કલ્યાણક તિથિ ભરતની જેમ હોય કે બીજી રીતિએ? ૧૬
૧૮ ભગવતીજીના છ મહિનાંના યોગવાહી સાધુને આલોચના કેવી રીતે અપાય છે? ૧૭
૧૯ કાલગ્રહણ ગ્રહણ કરાતી વેલાએ પ્રતિબંધક કારણો હોય તો તે કાલગ્રહણ રહે કે નહિ? અને વચમાં દિગાલોક કેમ કરાય છે? ૧૭
૨૦ પાભાઇના સ્થાને વેરત્તિનું સ્થાપન કયા પ્રસંગે થાય? ૧૮
૨૧ સમ્યક્ત્વ પ્રતિમાધારી અન્યદર્શનીને અન્ન વગેરે આપી શકે કે નહિ? ૧૮
૨૨ શ્રાવક કુલગુરૂઓને અન્નાદિનું દાન કરી શકે કે નહિ? ૨૦
૨૩ નવમી પ્રતિમા વગેરેમાં દેશાવકાશિક કરાય? ૨૦
૨૪ શ્રાવકો કેટલી કેટલી પ્રતિમા સુધી કેવાકેવા પ્રકારની પૂજા કરી શકે અને કઈ પ્રતિમામાં બીલકુલ ન કરી શકે? ૨૧
૨૫ સૂત્ર વિરૂદ્ધ આચરણ કરનારાઓનાં શુભ અનુષ્ઠાન કઈ અપેક્ષાએ નિષ્ફલ કહ્યાં છે? ૨૩
૨૬ શાસ્ત્રમાં વાણવ્યંતર દેવ દેવીઓના પૂર્વ સુકૃતની જે પ્રશંસા કરવામાં આવી છે તે આરાધક સમ્યગદષ્ટિની કે બીજાની? ૨૪

૨૭ પડિલેહણના આદેશ વખતે સાધુઓ ભેગા થાય તે કઈ માંડલીમાં આવે ? ૨૪
૨૮ વંદિત્તા સૂત્ર કોણે બનાવ્યું છે ? ૨૫
૨૯ છઠ્ઠો કર્મગ્રંથ કોણે રચ્યો છે ? ૨૬
૩૦ શ્રાવક કેટલા પયન્ના ભણી શકે ? ૨૭
૩૧ સુદ દશમનું આયંબિલ કરનારા કેવા જાણવા ? ૨૭
૩૨ રોહિણીના દિવસની આરાધના કરનારા માટે શું સમજવું ? ૨૭
૩૩ સંવત્સરીનો ઉપવાસ પંચમીમાં ગણાય કે નહિ ? ૨૮
૩૪ કાકુત્સ્થ એ કોનું નામ છે અને એની વ્યુત્પત્તિ કેવી થાય ? ૨૮
૩૫ અર્થમંડલીનો શો અર્થ ? ૨૮
૩૬ યોગ શબ્દનો શો અર્થ સમજવો ? ૨૯
૩૭ અષ્ટાપદ ગિરિરાજ ઉપર કઇ લબ્ધિથી જાય તો તેજ ભવમાં મોક્ષે જઈ શકે ? ૨૯
૩૮ દિગાચાર્ય શબ્દનો શો અર્થ છે ? ૨૯
૩૯ આર્ય સુહસ્તિ અને આર્ય મહાગિરિ સહોદર હોવા છતાં તેઓનું ગોત્ર ભિન્ન કેમ ? ૩૦
૪૦ સૂર્યાભદેવે અવધિજ્ઞાનથી જંબૂદ્વીપને જોયો તે કેમ સંભવે ? ૩૧
૪૧ ચોમાસી ૧૪ પછી આવતી ત્રણ પુનમોજ પર્વ તરીકે છે કે બધી ? ૩૨
૪૨ આજ્ઞા પૂર્વકના શુભ અનુષ્ઠાન સફલ છે, તો આજ્ઞા નહિ માનનાર મિથ્યાદષ્ટિએ કરેલી તપશ્ચર્યા વગેરેનું ફલ તેને મલે કે નહિ ? ૩૩
૪૩ આપણે અન્યમતવાળાઓએ કરેલું પડતા જીનમંદિરનું રક્ષણ, આચાર્ય આદિની ભક્તિ ઇત્યાદિ વસ્તુનું અનુમોદન કરી શકીએ કે નહિ ? ૩૫
૪૪ અનશની શ્રાવક કેવું પાણી પી શકે ? ૩૭

૪૫ મરતા પક્ષાન્તરીયને નમસ્કાર આદિ સંભળાવવામાં લાભ કે ગેરલાભ ? ૩૮
૪૬ શ્રીહરિભદ્રસૂરિજીએ બૌદ્ધોને અગ્નિમાં હોમ્યા કે છોડી દીધા ? અને આ હકીકત ક્યાં છે ? ૩૯
૪૭ જીનમંદિરમાં કેસર વગેરેના છાંટણા કરાય કે નહિ ? ૪૦
૪૮ તાજી છાસ વગેરેથી સંસ્કાર કરેલા વાસી ઓદન કલ્પે કે નહિ ? ૪૦
૪૯ સાધુ અને શ્રાવકો "आवस्सहि" ક્યારે કહી શકે ? ૪૦
૫૦ ચોમાસામાં જિનમંદિરમાં દેવવંદન કાજો લઇને કરાય કે કેમ ? ૪૦
૫૧ જિનમંદિરમાં રાત્રિએ નાટારંભ કરાય કે નહિ ? ૪૧
૫૨ વ્યાખ્યાન સમયે 'बइसणि ठाउं' આદેશ માગીને બેસનારાઓને જવું કલ્પે કે નહિ ? ૪૧
૫૩ શ્વેતાંબરીય શેઠ વગેરે રત્નત્રયાદિ નિમિત્તે મહોત્સવ ઉજવતા દિગંબરને ત્યાં જઈ શકે કે નહિ ? ૪૧
૫૪ પાકી આંબલી સુકવણીમાં ગણાય કે લીલવણીમાં ? ૪૧
૫૫ પ્રથમ અને ચરમ તીર્થપતિનું બલ સરખું કેમ ? ૪૨
૫૬ વિધિપૂર્વક અનુષ્ઠાન કરતાં સાધુને પ્રાયશ્ચિત લાગે ? ૪૨
૫૭ અડચણના ત્રણ દિવસોમાં સ્ત્રીઓએ કરેલો તપ આલોયણમાં ગણાય ? ૪૨
૫૮ ૬ ઘડી થયા બાદ દશવૈકાલિકાદિ સૂત્ર ગણાય કે નહિ ? ૪૩
૫૯ ભગવતીજીમાં ચાર પ્રમાણ કહ્યા છે, ત્યારે રત્નાકરાવતારિકામાં બે કેમ કહ્યા છે ? ૪૪
૬૦ અસોચ્ચા કેવલી ધર્મનો ઉપદેશ આપે કે નહિ ? ૪૪
૬૧ "दीहेणं परिआएण" આ સૂત્રમાં तर શબ્દનો પ્રયોગ કેમ નથી કર્યો ? ૪૪

૬૨ ભગવાન મૌન ગ્રહણ કર્યા પછી ઉત્પલ નૈમિત્તિક અને ગોશાલા સાથે બોલ્યા તેનું શું ? ૪૬
૬૩ કલ્પકિરણાવલીમાં અષાઢ સુદ ૧૪ થી આરંભીને ભાદરવા સુદ ૪ સુધીમાં ૫૦ દિવસ કહ્યા છે તે કેમ ઘટે ? ૪૭
૬૪ ભગવાન મહાવીરના માતા પિતા ૧૨મા દેવલોકે ગયા એવું આચારાંગનું વચન ગૌણરૂપે કેમ છે ? ૪૮
૬૫ ઔપપાતિકમાં અંબડના આલાવાના સૂત્ર પાઠમાં "અરિહંત" પદ દેખાતું નથી માટે પાઠ જેવો હોય તેવો જણાવો ? ૪૯
૬૬ ૧૦ પયન્નાઓ કયા ? ૫૦
૬૭ ચાર મૂલ સૂત્રો કયાં ? ૫૧
૬૮ ૭ છેદગ્રંથો કયા ? ૫૧
૬૯ શ્રાવકોને અટ્ઠમ સુધીમાં ભાતનું ઓસામણ કલ્પે કે નહિ ? ૫૧
૭૦ તે દિવસની કરેલી ગોલપાપડી કઇ વિગઈમાં ગણાય ? ૫૧
૭૧ સાધુવેષધારી સામાયિક ગ્રહણ કરીને પ્રતિક્રમણ કરે કે ચૈત્યવંદનથી ? ૫૧
૭૨ ગૃહસ્થોને ઋતુઅદ્દકાલમાં દેવવંદન વખતે કાજો કાઢવો પડે ? ૫૨
૭૩ મહાનિશીથના " सत्तह्न...कुसीलेय " આ પાઠનો શો અર્થ છે ? ૫૨
૭૪ મહાવિદેહની વિજયોમાં અન્ય તીર્થંકરોની હયાતિમાં અન્ય તીર્થપતિનો જન્મ થાય કે નહિ ? ૫૩
૭૫ ચાતુર્માસમાં તીર્થંકરોના અવસ્થાન દરમિયાન સહવર્તિ આઠ અતિશયોમાં પુષ્પના પ્રકર માટે શું સમજવું ? ૫૩
૭૬ ચોમાસામાં દેવો સમવસરણ રચે કે નહિ ? તેમજ નગરમાં બાર પર્ષદા કેવી રીતે માઈ શકે ? ૫૪

૭૭ ગર્ગાચાર્યના ૫૦૦ સાધુઓમાં સાધુપણું મનાય કે નહિ? ૫૪
૭૮ ઋષભદેવ ભગવાન બહલી વગેરે દેશમાં વિચર્યા એવું દેશાભિધાન શી રીતે ઘટે? ૫૪
૭૯ શત્રુંજય માહાત્મ્યમાં વેષધારી એવો મુમુક્ષુ વંદનીય કહ્યો છે તે કઈ અપેક્ષાએ? ૫૫
૮૦ પખ્ખી વગેરે પ્રતિક્રમણમાં કયા સૂત્ર સુધી છીંક નિવારાય છે? ૫૬
૮૧ પખ્ખી આદિ પ્રતિક્રમણમાં કયાં સુધીમાં છીંક આવી હોય તો ફરીથી કરાય? ૫૬
૮૨ વાંદણાં દેતાં ગુરુના પાદનું ચિંતવન કયાં કરવું! ૫૬
૮૩ "सत्तविराहणपावं..." આ બે ગાથા કયા ગ્રંથમાં છે? ૫૭
૮૪ વાંદણાના અવસરે મુહપત્તિ કયાં મૂકવી? ૫૮
૮૫ શ્રાવિકાઓ ગુરુની પાસે સાંઝના પડિલેહણની સજ્ઝાય ઉભી રહીને કરે કે કેમ? ૫૮
૮૬ રાત્રિએ શ્રાવકો દેવમંદિરમાં આરતી ઉતારી શકે કે નહિ? ૫૮
૮૭ કાઉસગ્ગ મુદ્રાવાળી પ્રતિમાના અવયવો વસ્ત્રાદિ વડે ઢંકાય? ૫૮
૮૮ પખ્ખીમાં સમ્બુદ્ધ ખામણાં આદિ કરતાં "इच्छकारि सुह पाखी..." એવો પાઠ કહેવાય? ૫૯
૮૯ કરંબાદિમાં નાખેલું સચિત્ત જીરૂં અચિત્ત થાય કે નહિ? ૫૯
૯૦ ગાંઠો છેદી નાંખી હોય એવા શેરડીના ટુકડા સચિત્ત કે અચિત્ત? ૫૯
૯૧ સામાયિકમાં પૌષધ લેવાય કે નહિ? ૫૯
૯૨ માલવી ઋષિ વગેરેની રચેલી સજ્ઝાય માંડલીમાં કહેવી કલ્પે? ૬૦
૯૩ સાધુએ અનુપયોગથી સચિત્ત મીઠું ગ્રહણ કર્યું હોય પછી જાણવામાં આવે તો શું કરવું? ૬૦

૯૪ દેવીઓને મનથી મૈથુન સેવનારા દેવોની ભોગેચ્છાનું જ્ઞાન કેવી રીતે થાય? ૬૧
૯૫ ઉપધાન અને માલારોપણ કરવાનું શું પ્રયોજન છે? અને તે કયા શાસ્ત્રમાં કહ્યું છે? ૬૩
૯૬ કેવી સ્થાપેલી સ્થાપના ક્રિયાશુદ્ધિના કારણભૂત થાય? ૬૩
૯૭ ઔદારિક અને આહારક દેહના અંતરાલવર્તિ જીવપ્રદેશો આહારી કે અણાહારી? આહારી છે તો બેમાંથી કયા શરીરથી ગ્રહણ કરાયેલ આહાર વડે આહારી છે? ૬૪
૯૮ સિદ્ધોને આકારની સંભાવના થઈ શકે કે નહિ? ૬૫
૯૯ નાગિલે દુષ્ટ સાધુઓનો ત્યાગ કર્યો તે માર્ગાનુકુલ કે નહિ? ૬૫
૧૦૦ અલ્પ આયુષ્યવાળા બ્રહ્મદત્તે દિગ્વિજય કેવી રીતે કર્યો? ૬૬
૧૦૧ સ્ત્રી રત્નના સ્પર્શથી લોહ પુરૂષ ગળી જાય છે તે કેવી રીતે? ૬૬
૧૦૨ એક આકાશ પ્રદેશને વિદિશામાં રહેલ પ્રદેશની સ્પર્શના કેમ કહી નથી? ૬૬
૧૦૩ તીર્થંકરોના સાધુઓની સંખ્યા સામાન્યથી કહેલી છે કે વિશેષથી? ૬૬
૧૦૪ ચક્રવર્તિ વૈક્રિય શરીરથી સ્ત્રીને ભોગવે તો સંતાન થાય કે નહિ? ૬૭
૧૦૫ ૧૪ નિયમમાં અણાહારી ત્રિફલા વગેરે મુખમાં નાખવામાં આવે તો તે દ્રવ્યમાં ગણાય કે નહિ? ૬૯
૧૦૬ ગંઠસી પચ્ચખ્ખાણમાં અણાહારી વસ્તુ વપરાય કે નહિ? ૬૯
૧૦૭ "कर्वटिक" શબ્દનો અર્થ શો છે? ૭૦
૧૦૮ ચોમાસામાં વિજ્યાદશમી પડેલાં કારણે વડી દીક્ષા અપાય કે નહિ? ૭૦

૧૦૯ પૂનમ અને અમાસની વૃદ્ધિમાં પહેલી આરાધવી જોઇએ કે બીજી? ૭૦
૧૧૦ અન્યદર્શનીનાં ધર્માનુષ્ઠાન અનુમોદાય કે નહિ? ૭૧
૧૧૧ યોગના દિવસો બાકી હોય અને વડી દીક્ષા આપ્યા પછી બીમારીના કારણે છ મહીના પસાર થઈ જાય તો કેવી રીતે અને કોણ દીક્ષા આપે? ૭૧
૧૧૨ આચાર્યાદિ સાધુઓને વાચના કયા ક્રમથી આપે? ૭૨
૧૧૩ ભગવત્યાદિ સૂત્રના અનુસારે જમાલિના કેટલા ભવો છે? ૭૨
૧૧૪ પરોવેલાં પુષ્પોથી પૂજા કરાય એવા અક્ષરો શ્રાદ્ધદિન કૃત્યની ટીકામાં છે. આ વિષયમાં બીજા અક્ષરો છે કે નહિ! ૭૨
૧૧૫ કેટલાકો ઇદના દિવસને અસજ્ઝાય તરીકે ગણે છે આપની કઇ મર્યાદા છે? ૭૩
૧૧૬ રાત્રિભોજન કરનારનું સાંઝનું અને સવારનું પ્રતિક્રમણ શુદ્ધ કહેવાય કે અશુદ્ધ? ૭૪
૧૧૭ રાત્રિભોજન કરનારને સવારે પચ્ચખ્ખાણ કરવું સુઝે કે નહિ? ૭૪
૧૧૮ ચોમાસામાં સાધુઓ નગરની બહાર જતાં આવતાં પાદ પ્રમાર્જન કરી શકે કે નહિ? ૭૪
૧૧૯ બીજા ગચ્છના સાધુઓમાં ચારિત્ર મનાય કે નહિ? ૭૪
૧૨૦ અન્યદર્શનીઓમાં કોઈ એકાવતારી હોય? ૭૫
૧૨૧ યોગોદ્વહન કર્યા વિના કલ્પસૂત્ર વાંચી શકાય કે નહિ? ૭૫
૧૨૨ આધાકર્મિ ભોજન કરનાર સાધુઓમાં રહેતા કોઈ સાધુ જો શુદ્ધાહારી હોય તો તે સાધુ હોઇ શકે કે નહિ? ૭૫
૧૨૩ અવિરતિ શ્રાવકનું પ્રતિક્રમણ સફલ કે નિષ્ફલ? ૭૬
૧૨૪ લીંબુના રસથી વાસિત અજમો અને સુંઠ દુવિહારમાં કલ્પે કે નહિ? ૭૬

૧૨૫ કયા શાસ્ત્રમાં ધોળું સન્ધવ અચિત્ત કહ્યું છે ? ૭૬
૧૨૬ બોલી બોલીને સૂત્રોનો આદેશ અપાય કે નહિ ? ૭૬
૧૨૭ માંડલી બહારના ગીતાર્થને આશ્રયી સાધુ અને ગૃહસ્થે કઈ મર્યાદા રાખવી ? ૭૬
૧૨૮ વર્ણાન્તર પામેલું કસેલીયાનું પાણી ફાસુ થાય કે નહિ? ૭૭
૧૨૯ ચૈત્યમાં ઇરિયાવહી પડિક્કમિનેજ ચૈત્યવંદન કરાય ? ૭૭
૧૩૦ નવકારસીનું પચ્ચખ્ખાણ રાત્રિ પચ્ચખ્ખાણમાં ગણાય કે ભિન્ન? અને પોરસિ સુધી રહ્યો હોય તો કયા પચ્ચખ્ખાણનો લાભ થાય ? ૭૭
૧૩૧ ત્રેસઠ શલાકા પુરૂષો ગૃહસ્થપણામાં વિરતિવાળા કહેવાય કે નહિ ? ૭૮
૧૩૨ સામાયિક કરનાર અધિક વખત બેસે તો લાભ થાય કે કેમ ? ૭૮
૧૩૩ શ્રાવકો પોરસી વગેરે ચોવીહારીજ કરે કે તિવિહારી દુવિહારી પણ કરી શકે ? ૭૮
૧૩૪ ચન્દ્ર સૂર્યનું મૂલ વિમાને આવવું કેમ સંગત થાય? ૭૯
૧૩૫ ઇન્દ્રાદિ દેવોના વિમાનો તારાઓની વચમાંથી કેવી રીતે નીકળી શકે ? ૭૯
૧૩૬ ઉપવાસ કરનાર પારણે અને ઉત્તરપારણે દુવિહાર કરી શકે કે નહિ ? ૮૦
૧૩૭ દેવો આયુષ્યના સઘળાં સ્થિતિસ્થાનકોમાં લાભે કે નહિ? ૮૦
૧૩૮ સહસ્રમલના ગુરૂનું નામ શું ? ૮૦
૧૩૯ મોટાં વિમાનોનો તારા મંડલની વચ્ચે પ્રવેશ કેમ સંગત થાય ? ૮૧
૧૪૦ વિરતિવંત શ્રાવક પોતાની કન્યાના વિષયમાં જયણા રાખી શકે ? ૮૧

૧૪૧ ૧૪ નિયમધારીએ દિવસે મૈથુનાદિ બંધ કર્યાં હોય તો રાત્રિએ મોકળાં કરી શકે ? ૮૨
૧૪૨ કાયોત્સર્ગ નિર્યુક્તિની ૯૪મી ગાથાનો શો અર્થ છે ? ૮૨
૧૪૩ એક પર્યાપ્તાની નિશ્રાએ અસંખ્યાતા અપર્યાપ્તા હોય એમાં પ્રમાણ શું ? ૮૩
૧૪૪ સંપૂર્ણ ધર્માસ્તિકાય દ્રવ્ય કહેવાય કે સ્કંધ ? ૮૩
૧૪૫ પરમાણુના રૂપાદિનું પરાવર્તન થાય કે નહિ ? ૮૩
૧૪૬ ગૌતમસ્વામિ ગોચરી લેવા એકલા ગયા હતા કે સસંઘાટક ? ૮૩
૧૪૭ ગ્રૈવેયક વગેરેમાં દ્રવ્યપૂજા ખરી કે નહિ ? ૮૪
૧૪૮ નિગોદ શબ્દનો અર્થ અને તેમાં જીવો કેટલા હોય ? ૮૪
૧૪૯ પર્યુષણાપર્વ સંબંધિ છઠ્ઠ ક્યારે કરવો ? ૮૪
૧૫૦ સમવસરણસ્થ તીર્થંકરો ક્યા વેષે દેખાય ? ૮૬
૧૫૧ ગણધરો સ્થાપના સ્થાપે કે નહિ ? ૮૭
૧૫૨ ગુરૂપૂજા સંબંધિ દ્રવ્ય ગુરૂદ્રવ્ય કહેવાય કે નહિ ? ૮૭
૧૫૩ ગુરૂપૂજાનું વિધાન છે કે નહિ ? ૮૭
૧૫૪ ગુરૂપૂજાના દ્રવ્યનો ઉપયોગ ક્યાં કરાય ? ૮૭
૧૫૫ કૃત્રિમ વસ્તુ કેટલો કાલ રહે ? ૮૮
૧૫૬ ભૂમિસ્ફોટ પ્રત્યેક વનસ્પતિ ગણાય કે સાધારણ ? ૮૯
૧૫૭ વિમાનોના આંતરામાં ભૂમિ છે કે નહિ ? ૮૯
૧૫૮ જીર્ણશેઠ અને અભિનવ શેઠ કેટલા થયા છે ? ૮૯
૧૫૯ હરસ પાડવામાં વૈદ્યને કઈ ક્રિયા લાગે ? ૯૦
૧૬૦ જીવ પરભવનું આયુષ્ય ક્યારે બાંધે ? ૯૦
૧૬૧ મોણવાળી રોટલી સાધુઓને આયંબિલમાં કલ્પે કે નહિ ? ૯૨
૧૬૨ ઘનોદધિ વગેરેની પહોળાઇ કેટલી અને ક્યાં છે ? ૯૨
૧૬૩ ઉકેશ ગચ્છીઓને દેશનિહ્નવ માનવા કે નહિ ? ૯૩

૧૬૪ અનુત્તર વિમાનમાં કુંભના પ્રમાણમાં વિચિત્રતા દેખાય છે તેનું શું ? ૯૪

૧૬૫ કેટલા નારદો સ્વર્ગમાં અને કેટલા મોક્ષે ગયા ? ૯૭

૧૬૬ પ્રતિમાજીના ચક્ષુ વગેરે ગરમ લાખથી ચોંટાડાય કે નહિ ? ૯૭

૧૬૭ ઓળીની અસજ્ઝાયના પ્રથમ ત્રણ દિવસો ઉપધાનમાં ગણાય કે નહિ ? ૯૭

૧૬૮ માળ પહેરાવવાની નાણ કયારે મંડાય ? ૯૭

૧૬૯ ચક્રવર્તિ કયા ક્રમથી ખંડો સાધે ? ૯૮

૧૭૦ પાસત્થા પાસે દિક્ષા લીધેલ સાધુથી ગણ ચાલી શકે એવું કયાં છે ! ૯૮

૧૭૧ કયા શાસ્ત્રમાં દેશપાસત્થો વંદનીય કહ્યો છે ? ૯૮

૧૭૨ નાણાંથી ગુરૂપૂજા કયાં કહી છે ? ૯૯

૧૭૩ ૮૪ લાખપૂર્વના આયુષ્યવાળા બાહુબલીનું નિર્વાણ ૠષભદેવની સાથે કહ્યું છે તે કેવી રીતે ઘટે ? ૯૯

૧૭૪ સમ્યગ્દષ્ટિ અને ક્રિયાવાદી મિથ્યાદષ્ટિનો સંસાર સરખો હોઈ શકે ? ૧૦૦

૧૭૫ કયા અભિનિવેશીને ઘણો કર્મબંધ થાય ? ૧૦૧

૧૭૬ કયા જીવને કર્મબંધ મજબૂત થાય અને કોને મંદ ? ૧૦૧

૧૭૭ ઉત્તરભરતાર્ધમાં વ્યવહારના કર્તા કોણ અને ત્યાં વ્યવહાર કેવી રીતે પ્રવર્ત્યો ? ૧૦૧

૧૭૮ દેવોની ઉપપાત શય્યા જુદી જુદી હોય કે એક ? ૧૦૨

૧૭૯ ૧૦૦ યોજનનું પ્રમાણ રાખ્યા પછી તે હદની બહાર લેખ મોકલવામાં દોષ લાગે કે નહિ ? ૧૦૩

૧૮૦ ઉપધાનવાહી રાત્રિએ સ્થંડીલ ગયો હોય તો જલશૌચ કરે કે નહિ ?

૧૮૧ બાહુબલીનું નિર્વાણ ભગવાનની સાથે થયું તો તેના આયુષ્ય માટે શું સમજવું ? ૧૦૩

૧૮૨ મધ્યવર્તિ આઠ જીવપ્રદેશો કર્મથી લિપ્ત કે અલિપ્ત ? ૧૦૩
૧૮૩ મેઘકુમારનો જીવ જ્યારે હાથી હતો ત્યારે તેનું નામ કોણે પાડયું હશે ? ૧૦૩
૧૮૪ જીવ ગુણસ્થાનક ઉપર ક્રમપૂર્વક ચઢે કે કેવી રીતે ? ૧૦૪
૧૮૫ 'પંતાહારે' શબ્દની વ્યાખ્યામાં શું લેવું ? ૧૦૪
૧૮૬ ઉપાંગસૂત્રો કોણે અને ક્યારે બનાવ્યાં ? ૧૦૫
૧૮૭ લોકાંતિક દેવોના કેટલા ભવ ? ૧૦૫
૧૮૮ સંગમક મેરૂપર્વતની ચૂલા ઉપર કયા શરીરથી ગયો ? ૧૦૬
૧૮૯ નિવિના પચ્ચખ્ખાણમાં બેસણું કરવું કલ્પે કે નહિ ? ૧૦૬
૧૯૦ પરમાધામિઓ ભવ્ય છે કે અભવ્ય ? ૧૦૬
૧૯૧ વીરવિભુએ કયા ભવમાં ચક્રિપણાની પ્રાપ્તિનું પુણ્ય ઉપાર્જ્યું ? ૧૦૬
૧૯૨ પરમાધામીકૃત પીડા તીર્થંકરના જીવને હોય કે નહિ ? ૧૦૭
૧૯૩ ૫ મા ગુણઠાણે ચક્રિપદનો બંધ થાય કે નહિ ? ૧૦૭
૧૯૪ કૃષ્ણના કેટલા ભવો ? ૧૦૭
૧૯૫ મલ્લિનાથને કેવલજ્ઞાન ક્યારે થયું ? ૧૦૭
૧૯૬ પૌષધવ્રતવાળી સ્ત્રીઓ રસ્તામાં દેવગુરૂના ગુણો ગાઈશકે? ૧૦૮
૧૯૭ રાત્રિજાગરણ થાય કે નહિ ? ૧૦૮
૧૯૮ કલ્પસૂત્ર કેટલા વ્યાખ્યાનોથી વાંચવું ? ૧૦૯
૧૯૯ કલ્પસૂત્રના રચયિતા કોણ ? ૧૦૯
૨૦૦ યુગલિકોનું અકાલ મૃત્યુ થાય ? ૧૧૦
૨૦૧ કોટિ એટલે શું ? ૧૧૦
૨૦૨ રત્નદ્વિપની દેવી કયા શરીરથી લવણ સમુદ્રની શુદ્ધિ માટે ગઈ ? ૧૧૦
૨૦૩ સ્વયંબુદ્ધ વગેરે ઉપદેશ આપે કે નહિ ? ૧૧૦
૨૦૪ છ ખંડનાં નામ કયા ? ૧૧૧
૨૦૫ "जइया होइ" આ ગાથાનો અર્થ આજ્ઞાથી માનવો કે યુક્તિથી ? ૧૧૧

૨૦૬ પ્રભુ વીરનું ૭૨ વર્ષનું આયુષ્ય કેવી રીતે સંગત થાય? ૧૧૨
૨૦૭ શ્રીવીરના માતાપિતા કયા દેવલોકમાં ગયા ? ૧૧૩
૨૦૮ હરિનૈગમેષિએ શ્રીવીરનો ગર્ભાપહાર, અને મોચન કેવી રીતે કર્યું ? ૧૧૩
૨૦૯ શ્રીયક મરીને કયાં ગયા ? ૧૧૪
૨૧૦ સાધ્વી શ્રાવકોની સમક્ષ વ્યાખ્યાન ન કરે એવું કયાં છે ? ૧૧૪
૨૧૧ ઈયલ ભ્રમરી કેવી રીતે થાય ? ૧૧૫
૨૧૨ ગરમ વસ્ત્ર અને શરીરનો સંબંધ થતાં જીવોની ઉત્પત્તિ થાય ? ૧૧૬
૨૧૩ મહાવિદેહમાં સિમંધર સ્વામિના સ્થાને ઉત્પન્ન થનારા તીર્થંકરનું શું નામ ? ત્યાં વસ્ત્ર કેવાં ? અને ત્યાં વિચરતા તીર્થંકરોના માતાદિનું શું નામ ? ૧૧૬
૨૧૪ અષ્ટાપદસ્થ પ્રતિમાની પ્રતિષ્ઠા કોણે કરી ? અને તે કયાં કહ્યું છે ? ૧૧૭
૨૧૫ દ્રૌપદીએ કયું નિયાણું કર્યું ? ૧૧૭
૨૧૬ શ્રીવીરે કેવી રીતે મેરૂને કંપાવ્યો અને તે કયાં કહ્યું છે ? ૧૧૭
૨૧૭ ગૌતમસ્વામીએ તાપસોને ખીરથી પારણું કેવી રીતે કરાવ્યું ? ૧૧૮
૨૧૮ દુવિહાર એકાસણું કરનાર રાત્રિએ દુવિહાર કરી શકે કે નહિ ? ૧૧૮
૨૧૯ એકજીવ સંસારમાં ઈન્દ્રપણું વગેરે કેટલી વાર પ્રાપ્ત કરી શકે ? ૧૧૮
૨૨૦ ઈંદ્રોના કેટલા ભવો હોય? ૧૧૮
૨૨૧ નાન્દો કયા ભવમાં મોક્ષે જાય ? ૧૧૯
૨૨૨ પખ્ખિ આદિમાં ઉપવાસ વગેરે નહિ કરનારને શું દંડ આવે ? ૧૧૯
૨૨૩ રાવણને હાર કોણે આપ્યો ? ૧૧૯

૨૨૪ તુચ્છ ધાન્યના ત્યાગીને દીક્ષા લીધા પછી તે વાપરવાં કલ્પે કે નહિ? ૧૧૯
૨૨૫ "નમોઽર્હત્" સુત્ર પૂર્વાન્તર્ગત છે કે કેમ? અને પૂર્વો કઇ ભાષામાં છે? ૧૨૦
૨૨૬ પ્રત્યેક પ્રભુના શાસનમાં પ્રત્યેક બુદ્ધો કેટલા થયા છે? ૧૨૦
૨૨૭ પદસ્થોની આગળ દેવવંદન કરાય કે નહિ? ૧૨૦
૨૨૮ કયા શાસ્ત્રમાં ત્રિફલાના પાણિને પ્રાસુક કહ્યું છે? ૧૨૦
૨૨૯ એકવીસ જાતના પાણી ક્યારે સચિત્ત થાય? અને હાલ તેની પ્રવૃત્તિ કેમ નથી? ૧૨૧
૨૩૦ શ્રાવક ગુરૂ પાસે પૌષધ ઉચ્ચરે ત્યારે ગમણાગમણે આલોવે કે નહિ? ૧૨૧
૨૩૧ બીજ કાઢેલું કાચું ફલ અચિત્ત થાય કે નહિ? ૧૨૨
૨૩૨ નારકી પૂર્વભવની વાતો કેવી રીતે જાણે? ૧૨૨
૨૩૩ દેવદ્રવ્ય ખાનારને ત્યાં જવું કલ્પે કે નહિ? અને જાય તો તેના ખરચનું શું કરવું? ૧૨૨
૨૩૪ કલ્યાણક તપ ચાલુ હોય અને સાથે પખ્ખિ વગેરે આવે તો પખ્ખિ આદિમાં આયંબિલ કરી શકે કે નહિ? ૧૨૩
૨૩૫ બે વિગઈ વાપરનારને અન્ય વિગઇનું નિવિયાતું કલ્પે કે નહિ? ૧૨૩
૨૩૬ લીલા શાકના ત્યાગીને મુરબ્બો કલ્પે કે નહી? ૧૨૩
૨૩૭ અઢીદ્વિપની બહારના સૂર્ય, ચન્દ્ર દેવો સમવસરણાદિમાં આવે? ૧૨૩
૨૩૮ ભરતક્ષેત્રમાં હાલ જે સાધુઓ દેખાય છે તે સિવાય અન્ય છે? ૧૨૪
૨૩૯ આયંબિલમાં કારણ વિના શું સુંઠ વગેરે કલ્પે? ૧૨૪
૨૪૦ આયંબિલમાં સુંઠ વગેરે કલ્પે અને પીપર આદિ ન કલ્પે તેમાં શું પ્રમાણ? ૧૨૪

૨૪૧ પહેલા ઉપધાનને બાર વર્ષ પસાર થયાં હોય તો કેટલાં ઉપધાન ફરીથી વહન કરીને માલા પહેરવી સુઝે ? ૧૨૫
૨૪૨ ઉપધાનમાં તપના દિવસે કલ્યાણક તિથિ આવે તો શું કરવું ? ૧૨૫
૨૪૩ કેટલા ટાઈમ સુધી પ્રતિક્રમણ કરી શકાય ? ૧૨૫
૨૪૪ પંચમીનો તપ કરનાર ભાદરવા સુદ પંચમીએ શું કરે ? ૧૨૬
૨૪૫ ચોમાસી પૂર્ણિમાની હતી ત્યારે પ્રતિક્રમણો કેટલાં હતાં ? અને તે કરવામાં શાસ્ત્રાધાર શો ? ૧૨૬
૨૪૬ મોતિ સચિત્ત છે કે અચિત્ત ? અને તે ક્યાં કહ્યું છે ? ૧૨૭
૨૪૭ મોતિનાં વલયો શાસ્ત્રોક્ત છે કે કેમ ? ૧૨૭
૨૪૮ જન્મના સૂતક માટે તપાગચ્છીઓની શી મર્યાદા છે ? ૧૨૮
૨૪૯ જ્યારે ગીતાર્થો ખામણામાં "नित्थार पारगाहोह". કહે ત્યારે શ્રાવક વગેરેએ શું કહેવું જોઇએ ? ૧૩૦
૨૫૦ પખ્ખિ પ્રતિક્રમણમાં શાન્તિ બોલનાર માટે કાઉસગ્ગની કઈ વિધિ ૧૩૦
૨૫૧ દીવાલીનું ગુણણું ક્યારે ગણવું ? ૧૩૧
૨૫૨ જિનમંદિરમાં પ્રતિમાને સ્નાન કરાતું હોય ત્યારે ચૈત્યવંદન કરાય કે નહિ ? ૧૩૨
૨૫૩ દેવમંદિરમાં દેવવંદન કરનાર પોસાતીએ ઇરિયાવહી પડિક્કમતાં ખેસ રાખવો જોઈએ કે નહિ ? ૧૩૨
૨૫૪ કુસ્વપ્ન દુઃસ્વપ્ન નિવારણના કાઉસ્સગ્ગમાં ચાર લોગસ્સ ક્યાં સુધી કહેવા ? ૧૩૩
૨૫૫ રાઈ પ્રતિક્રમણમાં ચાર ખમાસમણ આપીને સજ્ઝાય કરે કે સજ્ઝાય કરીને ખમાસમણ આપે ? ૧૩૩
૨૫૬ ઋતુને આશ્રયી અચિત્ત જલનો કાલ ક્યાં કહ્યો છે ? અને તે પાણિમાં જીવોત્પત્તિ થઈ ન હોય તો ગાળ્યા વિના પીવાય કે નહિ ? ૧૩૪

૨૫૭ પાચમ અને પુનમને ક્ષય હોય ત્યારે તેનો તપ કઈ તિથિએ કરવો ? ૧૩૪
૨૫૮ પ્રકાશ વિના સ્થાપના સુઝે કે નહિ ? ૧૩૬
૨૫૯ માના પહેરવામા પચ્ચેષણાની ક્રિયા કરવી કે કેમ ? ૧૩૭
૨૬૦ ઉપધાન પૂર્ણ થયા બાદ તપના દિવસે નિકળાય કે નહિ? ૧૩૭
૨૬૧ નાણ માડવાના અક્ષરો કયા શાસ્ત્રમા છે ? ૧૩૭
૨૬૨ પૌષધમા સામાયિકના દોષો લાગે કે નહિ ? ૧૩૭
૨૬૩ પૌષધમા દર્ભનો સથારો, તથા મુખવાસ ખાવો કલ્પે કે નહિ ? અને છૂટા માણસે લાવેલા પાટલો, થાલી, વગેરે ગ્રહણ કરાય ? ૧૩૭
૨૬૪ દેવો અન્ય દેવલોકના ચૈત્યોને વદન કરે કે નહિ ? ૧૩૮
૨૬૫ ધાતકીખડાદિ દ્વીપોના મેરૂથી કેટલે છેટે રહીને જ્યોતિશ્ચક્ર ફરે છે ? ૧૩૮
૨૬૬ કાઉસગ્ગાદિમા સ્થાપનાજી હાલે તો ક્રિયા સુઝે? ૧૩૯
૨૬૭ અન્યમતવાળાને ઉપવાસનું પચ્ચખ્ખાણ, કરાવતાં પાણીના આગાર ઉચ્ચરાવાય કે નહિ ? ૧૩૯
૨૬૮ સ્નાત્રાદિની વિધિ કોણે બનાવી છે અને કયા છે ? ૧૩૯
૨૬૯ કેવલિ કેવલિસમુદ્ઘાતમા આત્મપ્રદેશોથી સપૂર્ણ લોકને ભરે કે ત્રસનાડીને ? ૧૩૯
૨૭૦ ચોવીશવટો અને પચતિર્થીમા કયા ક્રમથી ઋષભદેવાદિ તીર્થંકરો ગણાય ? અને 'ગજ' એવું પ્રસિદ્ધ પ્રમાણ કેવી રીતે ધટે ? ૧૪૦
૨૭૧ ઉપધાનની વિધિ વગેરે ક્યા શાસ્ત્રમા અને કોણે કહી છે? ૧૪૦
૨૭૨ લીલોતરીના ત્યાગીને કેરીનો પાક વગેરે કલ્પે કે નહિ? ૧૪૧
૨૭૩ પાર્શ્વનાથના જન્મ કલ્યાણકની કઈ રાત્રિ ગણવી ? અને સ્નાત્ર દશમે કરવુ કે અગીઆરસે ? ૧૪૧
૨૭૪ ગમનાગમનની આલોચનાનો આદેશ ક્યારે અને કયા કારણે મગાય ? ૧૪૧

૨૭૫ પૌષધમાં સામાયિક કેમ ઉચ્ચરાવાય છે ? તથા સામાયિકમાં દેશાવકાશિક કયા પ્રયોજનથી ઉચ્ચરાવાય ? અને પૌષધમાં કેમ નહિ ? ૧૪૨
૨૭૬ કાચું ગોરસ અને દ્વિદલનો સંયોગ થતાં જ જીવો ઉત્પન્ન થાય કે મુખમાં નાખવામાં આવે ત્યારે ? ૧૪૩
૨૭૭ સાધારણ જીનમંદિરને માટે પ્રતિમા ગામની રાશિથી જોવી કે સંઘની ? ૧૪૩
૨૭૮ દેશાવકાશિક વ્રત કેટલા પ્રકારનું છે ? ૧૪૪
૨૭૯ ઉપધાનની વાચના નવકાર ગણ્યા વિના અપાય કે ગણીને ? ૧૪૪
૨૮૦ ઉપધાનની વાચના કયા દિવસે અને કયા વખતે આપવી ? ૧૪૪
૨૮૧ ચોમાસામાં માલારોપણની નાણ ક્યારેથી કરાય ? ૧૪૪
૨૮૨ ઉપધાનમાં લીલાશાકનું ભક્ષણ તથા વિલેપન વગેરે કલ્પે કે નહિ ? ૧૪૫
૨૮૩ શ્રાવક શ્રાવિકાઓને કયું નન્દિસૂત્ર સંભળાવવું ? ૧૪૫
૨૮૪ શ્રાવક શ્રાવિકાઓ ઉપધાનની વાચના બેસીને લે કે ઉભાં રહીને ? ૧૪૫
૨૮૫ પોસાતી દેવમંદિરમાં માથું બાંધીને દેવવંદન કરે કે ન કરે ? ૧૪૫
૨૮૬ સંઘચ્છરી, પખ્ખિ, રોહિણી વગેરે તપો જેણે જીંદગી સુધીના ઉચ્ચર્યાં હોય તે રોહિણી આગળ પાછળ આવે તો છઠની અશક્તિએ શું કરે ? ૧૪૬
૨૮૭ શ્રાવકોને ૧૧ અંગસૂત્રો સંભળાવતાં નાણ મંડાય કે નહિ ? ૧૪૬
૨૮૮ અન્યતીર્થિકને ચોથું વ્રત નાણ વિના ઉચ્ચરાવાય કે નહિ ? ૧૪૬

૨૮૯ પોસાતી આહાર વાપરે તો ચૈત્યવંદન કર્યા વિના પાણી પી શકે ? તેમજ ઉપધાની કે ઉપધાન વિનાનો આહાર વાપરનાર પોસાતી સાંઝની પડિલેહણ ક્યા ક્રમથી કરે ? ૧૪૬
૨૯૦ રાત્રિ પોસાતી કેટલાં માંડલાં કરે ? ૧૪૬
૨૯૧ સાંઝે રાત્રિ પોસહ ઉચ્ચર્યા બાદ પાણી પી શકાય કે નહિ ? ૧૪૭
૨૯૨ એકાસણા વગેરે પચ્ચખ્ખાણમાં લીલું શાક ખાવું કલ્પે કે નહિ ? ૧૪૮
૨૯૩ સાંઝની પડિલેહણ કર્યા પછી રાત્રિ પોસહ કરનારને પડિલેહણના આદેશો ફરીથી માગવા પડે કે ચાલે ? ૧૪૮
૨૯૪ એકાસણા સહિત નિવિના અને એકાસણાના પચ્ચખ્ખાણમાં શું ભેદ ? ૧૪૮
૨૯૫ પૌષધ અને સામાયિક પારવાના સમય પહેલાં શરીરે કરદ થાય તો શુ કરવું ? ૧૪૯
૨૯૬ આરતિ અને મંગલદીવો ક્યા ક્રમથી ઉતારાય ? તેમજ તેનો પાઠ બતાવો ? ૧૪૯
૨૯૭ શ્રાવકોને ૧૧ અંગસૂત્રો કયા પ્રહરે સંભળાવી શકાય ? ૧૫૦
૨૯૮ અષ્ટમંગલમાં રહેલ મત્સ્યયુગલના આકારનો ભંગ થાય તો પાપ લાગે ? ૧૫૦
૨૯૯ જિનપ્રતિમાઓને પહેરાવાતાં આભૂષણો નિર્માલ્ય થાય કે નહિ ? ૧૫૧
૩૦૦ વિષ્ણુકુમારનો સંબંધ ક્યાં છે ? તથા તેમણે કયા અંગુલ નિષ્પન્ન યોજનના પ્રમાણથી લાખ યોજનનું રૂપ વિકુર્વ્યું ? અને પોતાના પગ ક્યાં મૂકયા ? ૧૫૧
૩૦૧ પ્રતિવાસુદેવ ગર્ભમાં આવે ત્યારે તેની માતા કેટલાં સ્વપ્નો જુએ ? ૧૫૨

૩૦૨ કડાવિગઇના ત્યાગીને તે દિવસનું તળેલું પકવાન્ન કલ્પે કે નહિ ? ૧૫૨
૩૦૩ ચોમાસામાં સાધુ નદી ઉતરીને વંદન અને ખામણાં કરવા જઇ શકે ?
૩૦૪ ક્રિયા કરનાર બે શ્રાવકોમાંથી એકે બીજાનો ચરવલો પાડી નાખ્યો હોય તો ઇરિયાવહીયાનું પ્રતિક્રમણ કોને આવે ? ૧૫૩
૩૦૫ શુદ્ધ ક્રિયા કરનાર ઇરિયાવહીયાનું પ્રતિક્રમણ કેટલા મુહૂર્તે કરે ? ૧૫૩
૩૦૬ અષ્ટાપદ ઉપર હજુસુધી તેનાં તે મંદિરો અને બિંબો છે અને શત્રુંજય ઉપર તો અસંખ્યાતા ઉદ્ધારો થયા તેનું શું કારણ ? ૧૫૪



# શુદ્ધિ પત્રક.



| પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૫ | જાણવું. | જાણવું. (અહિં સર્વ પાસત્થો અવંદનીય જાણવો) |
| ૮ | ૭ | પુનમ. | પૂનમ. |
| ૧૨ | ૨૦ | ગ્રન્થોમાં | ગ્રન્થ સિવાય બીજા ગ્રન્થમાં |
| ૧૮ | ૧૭ | તારાઓ ખરે છે કે નહિ તે જોવા | તારાઓનું ખરવું, વિદ્યુત્પાત, ઈત્યાદિક કાલભંગનાં સ્થાનો તે જોવા |
| ૨૦ | ૧૨ | સાર—સં' | સાર—સં' |
| ૨૩ | ૭ | વસ્તી | વસતિ |
| ૨૫ | ૧૯ | प्रसङ्गात्"। | प्रसङ्गात्।" (પંચાશક ટીકા, પૃ. ૩૪) |
| ૨૮ | ૯ | થવાથી (અને...)ककुद् | થવાથી ककुद् |
| ૩૩ | ૧૨ | કાલીકા૦ | કાલકા૦ |
| ૪૪ | ૨૦ | કર્યો | કર્યો |
| ૪૬ | ૨૪ | સ્વીકાર્યા | સ્વીકાર્યો |
| ૪૮ | ૩ | દિવસની | દિવસ |
| ૪૮ | ૪ | ૧૫ | પૂનમ |
| ૪૮ | ૧૧ | ૦ણુક | ણિક |
| ૪૯ | ૬ | તત્ત્વકે૦ | તત્ત્વ કે૦ |
| ૫૦ | ૧ | °हत | °हत |
| ૭૩ | ૨૦ | ભંડારના | ભંડારની |
| ૮૫ | ૨૦ | સ્પષ્ટ | સ્પષ્ટ |
| ૧૦૦ | ૧૫ | ૦દૃષ્ટિ | દૃષ્ટિ) |

| પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૧ | ૧૫ | श्री स° | श्रीस° |
| ૧૨૧ | ૧૮ | °नि श्री° | °निश्री° |
| ૧૨૪ | ૫ | ગાંઉમા | ગાઉમાં |
| ૧૨૫ | ૨૧ | ૧૩– | પ્ર૰ ૧૩– |
| ૧૨૮ | ૨૧ | ૧૭– | ૧૮– |
| ૧૩૦ | ૯ | °ड्डां" | °ड्डि" |
| ૧૩૦ | ૧૧ | જ્ઞા૰ | જ્ઞે૰ |
| ૧૩૭ | ૩ | ઉપધાનની માલા | માલા |
| ૧૪૧ | ૭ | °पाक | पाक |
| ૧૫૭ | ૪ | °तः। | °तः |
| ૧૫૯ | ૧૮ | चत्या° | चैत्या° |
| ૧૬૩ | ૩ | याव° | याव° |
| ૧૬૭ | ૧૧ | तह वि | तह (जइ) वि |
| ૧૭૪ | ૬ | °भिमाहत्वेन | °भिग्रहमाहित्वेन |
| ૧૭૫ | ૦ | –૬૮ | –૬૭ |
| ૧૭૬ | ૫ | प्रश्नौ | प्रश्नौ– |
| ૧૭૮ | ૨૧ | दष्ट्वा | दृष्ट्वा |
| ૧૮૧ | ૨૩ | पौषध | पौषधं |
| ૧૮૨ | ૧૩ | °त्युक | °त्युके |
| ૧૮૮ | ૪ | सत्कच्छ्° | सत्कच्छू° |
| ૧૮૮ | ૧૯ | त्यज्यते | त्यज्यन्ते |
| ૧૮૮ | ૨૦ | त्यज्यन्ते | त्यज्यते |
| ૧૮૯ | ૧૮ | शास्ते | शास्त्रे |
| ૧૯૨ | ૧ | संपूण | संपूर्ण |
| ૧૯૩ | ૭ | सर्वपु | सर्वेषु |
| ૧૯૪ | ૧૧ | एकक° | एकैक° |

-

| पत्र | पंक्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| १९६ | ६ | °णादिकु° | °णादि कु° |
| १९७ | ५ | पव्वओ | बव्वओ |
| १९८ | १९ | °मुहुत्त | °मुहुत्त |
| १९९ | १८ | °मग्ग | °माग्ग |
| १९९ | २२ | °त्वेन | °त्वेन |
| १९९ | २४ | तेपा | तेपा |
| २०१ | ५ | °धिक्कमेव | °भिक्कमेव |
| २०१ | २५ | चत° | चैत° |
| २०३ | २३ | °हेम° | °हेमा° |
| २०३ | २३ | °ह | °ह |
| २०४ | १९ | °भावो | °र्भावो |
| २०४ | २१ | °गमन | °गमम |
| २०४ | २३ | जा | को |
| २०४ | २४ | °बइ | °बाइ |
| २०५ | १ | °त्कय° | °त्कर्ष° |
| २०५ | १ | °वच | °वर्त° |
| २०६ | २४ | °जाव° | °जीव° |
| २०७ | ८ | °नक | °नक |
| २०७ | ८ | निप्पा° | निप्पा° |
| २०७ | १८ | °तत्त्व नु | तत्त्व सु |
| २०७ | १८ | पयु° | पर्यु° |
| २०७ | १९ | °एऽरा° | °एऽऽरा° |
| २०८ | १९ | स्वग° | स्वर्ग° |
| २०९ | २० | तस्मव | तस्यैव |
| २१६ | ३ | पूर्व | पूर्व |
| २२२ | ९ | °तार्ये | °तार्थ° |

| પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૬ | ૧ | पूर्णा– | पूर्णी– |
| ૨૨૬ | ૨૨ | चत्य– | चैत्य– |
| ૨૨૭ | ૧૫ | –न्तराय– | –न्तरीय– |
| ૨૩૧ | ૭ | –मार्द– | –मार्दे– |
| ૨૩૧ | ૧૩ | –रुप | –रुपं |
| ૨૩૧ | ૧૯ | वस्त्रण | वस्त्रेण |
| ૨૩૨ | ૨૩ | –पउि– | –पडि– |
| ૨૩૩ | ૬ | ज्ञात | ज्ञातं |
| ૨૩૩ | ૧૯ | नाद्र | नार्द्रं |
| ૨૩૩ | ૨૪ | –मार्गित– | –मार्गितै– |
| ૨૩૪ | ૫ | –कका– | –कैका– |
| ૨૩૪ | ૬ | उच्चायते | उच्चार्यते |
| ૨૩૮ | ૧ | –वचःकीयय– | –वचःकाय– |
| ૨૪૮ | ૭ | मेद | मेद |



# નિત્ય કર્તવ્ય.

૧ પ્રાતઃકાલમાં ઉઠીને નમસ્કાર મહામંત્રનું ધ્યાન કરવું.

૨ પ્રાપ્ત સમ્યક્ત્વનો વિચાર કરી શ્રદ્ધા પરિણતિને પુષ્ટ કરવી.

૩ વીતરાગ મૂર્તિ શુદ્ધ આત્મ સ્વરુપનું પ્રતીક છે, તેનું રોજ પૂજન કરી પ્રેરણા મેળવવી.

૪ આવશ્યક ક્રિયા સૂત્રોનો અભ્યાસ કરી લઇ તેનો ઉભય કાલ અમલ કરવો.

૫ પ્રબલ પુણ્ય પ્રાપ્ત તત્વ માર્ગમાં આત્માને સુદૃઢ બનોવવો અને બ્રહ્મચર્તાદિક આત્મગુણોમાં દિન પ્રતિદિન આગળ વધવું

तमेव सच्चं निस्संकं, जं जिणेहिं पवेइयं ।

સિદ્ધગિરિ સ્વામિ આદિ જીણંદ, કાપો અમારા ભવના ફંદ-



ॐ अर्हम्

पू. पा. परमगुरुदेव-सि. म. आचार्य श्रीमद् विजयप्रेमसूरिवरेभ्यो नमो नमः ।

મહોપાધ્યાય-શ્રીકીર્તિવિજય ગણિવરે સંગ્રહ કરેલ પ્રશ્નોત્તર સમુચ્ચય-અપરનામ-શ્રીહીરપ્રશ્નનો અનુવાદ.

# પહેલો પ્રકાશ

मङ्गलाचरणम्

स्वस्तिश्रियो निदानं जन्तूनां धर्मकारिणं(णां) सम्यक् ।
श्रीवर्धमानतीर्था-धिराजमभिनम्य सद्भक्त्या ॥१॥
गीतार्थसार्थनिमित-पृच्छानामुत्तराणि लिख्यन्ते ।
श्रीहीरविजयसूरि-प्रसादितानि प्रबोधाय ॥२॥ युग्मम् ।

ભાવાર્થ—'સમ્યક્ પ્રકારે ધર્મ કરનાર પ્રાણિઓની કલ્યાણ લક્ષ્મીના કારણભૂત, તીર્થાધિરાજ શ્રીવર્ધમાન સ્વામિને સદ્ભક્તિથી નમસ્કાર કરીને-શ્રી વિજય હીરસૂરીશ્વરજી મહારાજાએ, સૂત્રાર્થના જાણ મુનિ મહારાજાઓએ અને સંઘોએ કરેલ પ્રશ્નોના ઉત્તરો આપવા કૃપા કરી હતી, તે પ્રશ્નોત્તરોને હું બોધના પ્રકર્ષ માટે લખું છું.' ૧-૨.

ધકપણું હોવાથી વંદનીયપણુંજ જાણવું; દોષોને [૪]નિષ્કારણ સેવવાએ કરીને તો અવંદનીયપણુંજ કહ્યું છે ૧-૧-૧

પ્ર૦ ૨—"पयारित्ते पंचकुसीलसंवुडे रुवंधरे" આ પ્રમાણે પાપશ્રમણીય અધ્યયનમાં કહેલ લક્ષણવાળાઓમાં સાધુપણું હોવાથી વંદનીયપણું છે કે પાસત્થા વગેરેના લક્ષણો હોવાથી અવન્દનીયપણું છે ?

---

दंसण नाणचरित्ते तवसंजम(पवयण)समिइ गुत्ति हेउं वा ।
साहम्मियवच्छल्लत्तणेण कुलओ गणस्सेव ॥
संघस्सायरियस्स य असहुस्स गिलाणबालवुड्ढस्स ।
उदयग्गिचोरसावयभयकान्तारावई वसणे ॥"

(મુદ્રિત જીતકલ્પચૂર્ણિ, પૃ ૩)

ભાવાર્થ–'દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, પ્રવચન, સમિતિ, ગુપ્તિ, સાધર્મિક વાત્સલ્ય, કુલ, ગણ, સંઘ, આચાર્ય, અસહિષ્ણુ, ગ્લાન, બાલ, વૃદ્ધ, પાણી, અગ્નિ, ચોર, શ્વાપદ, ભય, કાન્તાર, આપત્તિ અને વ્યસન. આ ૨૪ કારણોથી દોષો સેવાય તે કલ્પિત પ્રતિસેવનાની કોટીમાં આવે છે.'

૪—કારણ વિના દોષોનું સેવન દર્પિત પ્રતિસેવનામા આવે છે. શ્રી જીતકલ્પચૂર્ણિમા તેના ૧૦ ભેદો આ પ્રમાણે કહ્યા છે–

"दप्प अकप्प निरालम्ब चियत्ते अपसत्थ वीसत्थे ।
अपरिच्छिय-ऽकडजोगी निरणुतावी य णिस्संको ॥"

(મુ. જીતકલ્પચૂર્ણિ, પૃ ૩)

ભાવાર્થ–'દર્પ, અકલ્પ, નિરાલંબન, ત્યક્તકૃત્ય, અપ્રશસ્ત, વિશ્વસ્ત, અપરીક્ષિત, અકૃતયોગી, નિરનુતાપી અને નિઃશંક આ ૧૦ ભેદોથી દોષો સેવાય તે દર્પિત પ્રતિસેવનાની કોટિમા આવે છે.'

ઉ૦—"पञ्आरिसे[५] पंचकुसीलसंवुडे" આ ગાથાના વ્યાખ્યાનમાં [૬]પાસત્થાદિ લક્ષણ યુક્ત સાધુઓને પણ નિકૃષ્ટ સાધુપદે રહેલા જણાવ્યા છે; કારણકે તે પણ કારણપૂર્વક દોષોને સેવતા હોવાથી તેઓનું પણ વંદનીયપણું જાણવું. ૧-૧-૨.

---

૫-"पञ्आरिसे पंचकुसीलसंवुडे, रूवंधरे मुणिपवराण हिट्ठिमे। अयंसि लोए विसमेव गरहिए, न से इहं नेव परत्थलोए ॥२०॥" (ઉત્તરાધ્યયનસૂત્રના ૧૭મા પાપશ્રમણીય અ૦ ગા.૨૦ પૃ.૩૨૯/૧)

ભાવાર્થ—'પાપશ્રમણનાં ઉપર્યુક્ત લક્ષણો જેનામાં હોય એવા પાંચ કુશીલીઆ, જેવા કે—૧ પાસત્થો, ૨ અવસન્નો, ૩ કુશીલીઓ, ૪ સંસક્ત અને ૫ યથાછન્દો, આ પાંચ પ્રકારના સાધુની જેમ અસંવરવાળો, રજોહરણાદિ વેષ ધારણ કરનારો, શ્રેષ્ઠ આચાર યુક્ત સાધુઓની અપેક્ષાએ અતિ જઘન્ય સંયમ સ્થાનને સેવનારો છે, માટે અધમ સાધુની કોટિમાં આવે છે; એથી તે આ લોકમાં ઝેરની માફક ભ્રષ્ટ પ્રતિજ્ઞાવાન્ હોવાથી સાધારણ મનુષ્યોથી પણ નિન્દાને પાત્ર બને છે અને આ લોકમાં તથા પરલોકમાં કિંમત વિનાનો બને છે.'

૬-અહીં આદિશબ્દથી બીજા ભેદો નીચેની ગાથામાં બતાવેલા લેવા.

'पासत्थोसन्न कुसील-नायसंसत्तं जणं अहाछंदं ।
नाऊणं तं सुविहिया सव्वपयत्तेणं वज्जंति ॥"

(ઉપદેશમાલા, મુ. પૃ. ૩૪૧ ગા. ૩૫૩)

ભાવાર્થ—'૧ પાસત્થો-જ્ઞાન, દર્શન અને ચારિત્રની પાસે રહેનાર ૨ અવસન્નો-ચારિત્રમાં શિથિલ આચારવાળો. ૩ કુશીલીઓ-જ્ઞાનાચાર વગેરેની વિરાધના કરનારો. ૪ સંસક્ત-જેવી સોબત મળે તેવો થઈ જાય. ૫ અહાછંદો-પોતાની બુદ્ધિથી ઉત્સૂત્ર પ્રરૂપણાદિ કરનાર. સુવિહિતો પાસત્થા વગેરેનું સ્વરૂપ જાણીને સર્વ પ્રયત્નથી તેનો સંગ કરતા નથી.'

પ્ર૦ ૩—૨૫ ભેદે રહેલા અને "पञ्चारिसे" આ ગાથામાં કહેલા લક્ષણોવાળા સાધુઓને છઠ્ઠું સાતમું ગુણ-સ્થાનક હોય છે કે મતાન્તરે મુહૂર્ત કરતાં બહુકાલ (દેશોન-પૂર્વકોટિ) રહેનારૂં છઠ્ઠું ગુણસ્થાનક હોય છે ?

ઉ૦—૨૫ ભેદે રહેલા સાધુઓ અને "पञ्चारिसे पंच" આ ગાથામાં કહેલા લક્ષણો જેને છે એવા સાધુઓ છઠ્ઠે સાતમે ગુણઠાણે હોય છે. મતાન્તરથી મુહૂર્ત કરતાં વધારે કાલ રહેનારૂં છઠ્ઠું ગુણઠાણું પણ હોય આ રીતે બન્ને પ્રકારો પણ અધ્યવસાયોની વિચિત્રતા હોવાથી તેમજ શાસ્ત્રમાં તેવા પ્રકારના સ્પષ્ટ અક્ષરો પણ નહિ દેખાતા હોવાથી હોવા સંભવે છે ૧-૧-૩.

પ્ર૦ ૪—"जो चयइ उत्तरगुणे मूलगुणे वि" આ ગાથામાં અચિરેણ ૫૬ વર્ષ વગેરે કાલને જણાવનારૂં છે કે સામાન્યથી છે ?

ઉ૦—"जो चयइ उत्तरगुणे" આ ગાથામાં अचिरेण

---

પાસત્થાના બે ભેદ છે-૧ સર્વપાસત્થો અને ૨ દેશપાસત્થો. અવસન્નના બે ભેદ છે-૧ સર્વથી અવસન્નો અને ૨ દેશથી અવસન્નો. કુશીલીયાના ત્રણ ભેદ છે-૧ જ્ઞાનવિરાધક, ૨ દર્શનવિરાધક અને ૩ ચારિત્ર વિરાધક. સંસક્તના બે ભેદ છે-૧ અસંક્લિષ્ટ અને ૨ સંક્લિષ્ટ. અને યથાછંદાનો એક ભેદ છે. આ પ્રમાણે ભેદો કહ્યા છે એ ભેદોનું વિશેષ સ્વરૂપ જાણવું હોય તો જુઓ—શ્રીહારિભદ્રીય આવશ્યકસૂત્રની વંદનક નિર્યુક્તિ પૃ ૫૧૬.

૭-"जो चयइ उत्तरगुणे मूलगुणेवि अचिरेण सो चयइ।
जह जह कुणइ पमायं पिल्लिज्जइ तह कसाएहिं ॥११७॥"
(ઉપદેશમાલા, પૃ. ૧૮૭)

પદ પિંડવિશુદ્ધિ વગેરે ઉત્તર ગુણોના ત્યાગનો નિષેધ જણાવવાના તાત્પર્યવાળું છે. કાલનો તો નિયમ કરી શકાય નહિ; કેમકે-કોઈક પતિત પરિણામીને ઉત્તર ગુણોનો ત્યાગ થવાથી જલદીથી પણ મૂલગુણોનો નાશ થાય છે, અને તેનાથી અન્યને લાંબા કાળે પણ મૂલગુણોનો નાશ થતો નથી. ૧-૧-૪.

પ્ર૦ ૫—દિગંબરાદિ ૧૦ માંથી કોઈ એક, તપાગચ્છીય સાધુઓને નમસ્કાર, પૂજન, ભાત, પાણિ, અને વસતિ દાન વગેરે કરે, અને કોઈ તેનાથી વિપરીત કરે, તો બંનેને ફલ સરખું થાય કે ફેરફાર?

ઉ૦—૧૦માંથી૮ જે- કોઇ સાધુઓને વન્દન, પૂજન,

---

ભાવાર્થ—'જે સાધુ ઉત્તરગુણો—આહારવિશુદ્ધિ વગેરેને છોડે છે તે મુનિ થોડા કાલમાં મૂલ ગુણોને પણ છોડે છે. જેમ જેમ જીવ પ્રમાદભાવથી શિથીલ બને છે, તેમ તેમ તે ક્રોધાદિક કષાયોથી પીડાય છે.'

કહેવાનો આશય એ છે કે—ચારિત્રના ખપી આત્માઓએ ઉત્તરગુણોને અવગણવા નહિ પરંતુ ઉત્તરગુણોને ય ટકાવી રાખવા ખૂબ પ્રયત્નશીલ રહેવું.

૮—સ્વતીર્થિક દિગંબરાદિ દશ કોણ અને તેની ઉત્પત્તિ કોનાથી તથા કઈ સાલથી થઈ તેની ટુંકમાં માહીતી આ પ્રમાણે છે—

૧ દિગંબર, ૨ પૌર્ણિમીયક, ૩ ખરતર, ૪ આંચલિક, ૫ સાર્ધ પૌર્ણિમીયક, ૬ આગમિક, ૭ લુંપક, ૮ કડવામતિ, ૯ બીજ અને ૧૦ પાયચંદ, આ દશ નામ છે. તેમાં—

૧ દિગંબર—ભગવાન મહાવીરના નિર્વાણથી ૬૦૯ વર્ષે શિવભૂતિ-અપરનામ સહસ્રમલ્લથી આ મત નીકળ્યો છે, જેણે કેવલીના કવલાહારનો, સ્ત્રીની મુક્તિનો અને સાધ્વી સંઘ ઇત્યાદિક અનેક વસ્તુઓનો અપલાપ કર્યો છે.

ભાત પાણી અને વસતિનું દાનાદિ કરે છે, તેને ફલ શુભજ થાય છે, અને જે વિપરીત કરે છે તેને ફલ અશુભજ થાય એમ જણાય છે. ૧–૧–૫.

---

૨ પૌર્ણિમીયક—આ મત ભગવાન મહાવીરથી ૧૬૨૯ વર્ષે અને વિક્રમથી ૧૧૫૯ વર્ષે ચંદ્રપ્રભાચાર્યથી ઉત્પન્ન થયો છે, જેણે સ્વકપોલ કલ્પનાથી સનાતન ચતુર્દશીની પખ્ખીનો નિષેધ કરી પુનમની પખ્ખી ઇત્યાદિક ઉત્સૂત્રો ખડાં કર્યાં છે.

૩ ખરતર—આ મત વિક્રમથી ૧૨૦૪ વર્ષે જીનદત્ત આચાર્યથી જન્મ્યો છે, જે પર્વ વિનાની સામાન્ય તિથિમાં પૌષધ, તેમજ સ્ત્રીને માટે જિનપૂજાનો નિષેધ, ભગવાન મહાવીરનાં પાંચને બદલે છ કલ્યાણક, ઈત્યાદિ અનેક સૂત્રોત્તીર્ણ માન્યતાઓ માને છે.

હવેના જે ત્રણ મતો કહેવાય છે તે પૌર્ણમીયકમાંથીજ કોઇ કારણસર નીકળેલા છે, તે આ—

૪ અંચલિક—વિક્રમથી ૧૨૧૩ વર્ષે પુનમીયા નરસિંહથી આ મતનો જન્મ થયો છે, જેણે મુહપત્તિનો નિષેધ કરીને સામાયિકાદિ ક્રિયામાં વસ્ત્રના છેડાથી પૂંજવું ઇત્યાદિ પ્રરૂપણા કરી છે.

૫ સાર્ધ પૌર્ણિમીયક—આ મત વિક્રમથી ૧૨૩૬ વર્ષે પુનમીયા સુમતિસિંહથી જન્મ્યો છે. અને તેણે ફલપૂજા વગેરેનો નિષેધ કર્યો છે.

૬ આગમિક—આ મત વિક્રમથી ૧૨૫૦ વર્ષે પુનમીયા ગચ્છમાંથી નીકળેલા શીલગાન અને દેવભદ્રથી જન્મ્યો છે. તેણે શ્રુતદેવતાની સ્તુતિ ઉડાવીને ત્રણ સ્તુતિનું પ્રતિપાદન કર્યું છે,

૭ લુંપક—આ મત વિક્રમથી ૧૫૦૮ વર્ષે લુંપક લહીયાથી જન્મ્યો છે. તેણે જિન પ્રતિમાનો નિષેધ કરીને પોતાની ઓલાદને કલંકિત કરી છે.

પ્ર૦ ૬—આ ૧૦માંથી કોઇ એક મંદિર. વગેરેના રક્ષણ માટે યત્ન કરે અને બીજો વિપરીત કરે તો તે બંન્નેને ફળ પ્રાપ્ત થવામાં સમાનતા કે વિશેષતા ?

ઉ૦—મંદિર વગેરેના રક્ષણનો પ્રયત્ન કરતા તેઓને શુભ ફલજ પ્રાપ્ત થાય છે, અને વિપરીત કરતાં અશુભ ફલજ પ્રાપ્ત થાય છે. ૧-૧-૬.

પ્ર૦ ૭—એજ રીતે ૧૦માંથી કોઇ એક જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ વગેરે શુભ કાર્ય કરનાર સંઘમાં રહેલાઓને સહાય કરે અને બીજો વિપરીત કરે તો તે બેના ફલમાં પણ સમાનતા કે અસમાનતા ?

ઉ૦—ઉપર પ્રમાણે જ્ઞાનાદિ શુભાચરણ સેવતા સંઘસ્થોને સહાય કરનારઅને નહિ કરનારને શુભ તથા અશુભ ફલ જાણવું. ૧-૧-૭.

---

નીચે કહેલ ૪ મતો પ્રાયઃ કરીને આચાર્યદેવ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજની વિદ્યમાનતામાં જન્મ્યા હોય એમ જણાય છે—

૮ કડવામતિ—આ મત વિક્રમથી ૧૫૬૪ વર્ષે કડુક ગૃહસ્થથી જન્મ્યો છે. તેણે 'હાલ ગુરૂઓમાં ગુરૂપણું રહ્યું નથી, માટે ખરા ગુરૂ કોઇ છેજ નહિ.' એટલે દ્વિવિધ સંઘ-શ્રાવક, શ્રાવિકા રૂપ-પ્રરૂપીને ઉત્સૂત્ર પ્રરૂપણા કરી છે.

૯ બીજ—આ મત વિક્રમથી ૧૫૭૦ વર્ષે લુંપક વેષધર ભૂનઉના શિષ્ય બીજથી જન્મ્યો છે, જે મત પ્રતિમા સિવાય સઘળી માન્યતામાં લુંપકમતનું અનુકરણ કરનાર છે.

૧૦ પાયચંદ—વિક્રમથી ૧૫૭૨ વર્ષે નાગપુરીય તપાગણના પાર્શ્વચંદ ઉપાધ્યાયથી જન્મ્યો છે. તેમણે 'સાધુ જિનપૂજા સબંધી

પ્ર૦ ૮—આ દશમાં, જેમ શ્વાનોમાં વર્ણાદિ ભેદ હોવા છતાં જાતિથી ઐક્ય છે તેમ, પરસ્પર મતભેદ હોવા છતાં આજ્ઞાની વિરાધના કરનારા હોવાથી સમાનતા છે કે વિષમતા છે?

ઉ૦—દશેયમાં વર્ણ વેષાદિ વિચિત્રપણું છે, છતાં આજ્ઞાની વિરાધકતાથી તેમની સમાનતાને જણાવનાર વચન આપણું નથી, પરંતુ બીજાનું છે. ૧-૧-૮.

પ્ર૦ ૯—ચૈત્યાદિ ધર્મકાર્ય કરતા તે દિગંબરાદિ દશેયને તપાગચ્છીય શક્તિમાન શ્રાવક સહાય કરે, મધ્યસ્થ રહે, અગર વિરોધ કરે તો લાભ કે ગેરલાભ થાય?

ઉ૦—પૂજ્ય શ્રી પરમ ગુરુદેવે ચૈત્યાદિ ધર્મકાર્યને ઉપાદેયપણે કહેલું છે. તેવા ધર્મકાર્ય કરતા દિગંબરાદિ ૧૦ ને સહાય કરવી એ પરિણામે સુંદર છે. અન્ય કાર્ય કરતા હોય તો મધ્યસ્થતાજ રાખવી, પરંતુ કયાંય વિપરીત કરવા વડે વિરોધ ઉભો કરવો એ તો કલ્યાણકારક નથી. ૧-૧-૯

ઉપદેશ ન આપી શકે, કારણ કે અણુમાત્ર પણ કર્મબંધ થાય એવો ધર્મ તીર્થંકરે કહ્યો નથી,' ઇત્યાદિ ઉત્સૂત્રો પ્રરૂપ્યાં છે.

(વિશેષ માહીતી માટે જુઓ પ્રવચન પરીક્ષા નામનો ગ્રંથ, કે જેમા મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજીએ આ ૧૦ ની ઉત્પત્તિનુ મૂલ તથા આ દશે મતોએ કેટલી કેટલી ઉત્સૂત્ર પ્રરૂપણાઓ કરી ભગવાનના શાસનની મહા આશાતના કરી છે તેનું સવિસ્તર વર્ણન કરીને સર્વ મતોનું યુક્તિપૂર્વક ખંડન કર્યું છે.) ઉપર્યુક્ત ૧૦ મતો સ્થૂલ દષ્ટિએ કહેલા છે, તે સિવાય ઉપધાન વગેરે અનુષ્ઠાનોના અપલાપ કરનારા બીજા જે કોઈ મતો હસ્તિ ધરાવતા હોય, તેની વિવક્ષા કરેલી નથી. જેમ હાલ પણ

પ્ર૦ ૧૦—મૂર્તિપૂજાનો લોપ કરનાર લુંપાક સિવાયના ૯ ની પ્રતિમા પૂજા અને સ્તુતિ અશુચિના વિલેપન તથા ગાળો દેવા રૂપ છે કે પૂજા અને સ્તુતિરૂપ છે?

ઉ૦—સદર ૯ની પૂજા અને સ્તુતિ "અશુચિના વિલેપનરૂપ કે ગાલિ પ્રદાનરૂપ છે" એ પ્રમાણે સજ્જન પુરૂષને બોલવુંજ યોગ્ય નથી તો ઉત્તર આપવાથી શું? ૧-૧-૧૦

પ્ર૦ ૧૧—સંઘની ભક્તિ કરતા કે ભક્તિ નહિ કરતા કેટલાક (દિગંબરાદિ ૧૦)નું ભૂતાવિષ્ટ કે દારૂડીયાની સાથે સામ્ય છે કે તેમને તે કાર્ય જન્માંતરમાં ભક્તિથી ઉત્પન્ન થએલ શુભ કર્મ પ્રકૃતિના ફલનો ઉદય કરવાવાળું છે?

ઉ૦—ઉપર મુજબ સંઘનીભક્તિ કરતા કે નહિ કરતા તેઓ અંગે ભૂતાવિષ્ટ દારૂડીયાની સાથે સરખાવતું વાક્ય બોલવું એજ સજ્જનને ઉચિત નથી, ઇત્યાદિ પૂર્વની માફક ઉત્તર જાણવો. ૧-૧-૧૧.

પ્ર૦ ૧૨—દિગંબરાદિ ૧૦માંથી કોઈ કાંઇક નમસ્કાર પાઠ કરે, કેદિને છોડાવે, બ્રહ્મચર્યનું પાલન વગેરે કરે તે માર્ગાનુસારી સમજવું કે બધાનું કસાઈ, પારધિ, કે મચ્છિમારના અધ્યવસાયની જેમ પાપના હેતુ રૂપ સમજવું?

---

કેટલાક વર્ષોથી તેરાપંથી મત જન્મેલ છે, કે જે મત દાન, દયા વગેરે ધર્મોનો અપલાપ કરે છે, તેમજ સાધ્વીનો આણેલો આહાર પણ વાપરે છે. આ રીતે શાસ્ત્રમાં કહ્યું હોય તે નહિ કરનારા અને ન કહ્યુ હોય તે પોતાની સ્વચ્છંદ મતિકલ્પનાથી કરનારા કેઇ કુમતો વર્તમાન સમયમાં જોર કરે છે. ધર્મના ખપી જીવોએ તેને સમ્યગ્ પ્રકારે ગુરુગમથી જાણી સમજી લઇ સર્વથા વર્જી દેવા જોઇએ.

ઉ૦—આવું વાકય પણ સજ્જનોને બોલવું યોગ્ય નથી, પછી ઉત્તર આપવાથી શું ? ૧-૧-૧૨

પ્ર૦ ૧૩—ખરતરાદિ પરપાક્ષિકોએ બનાવેલ સ્તોત્રાદિકો ચંડાલ કે મુસ્લીમ વગેરેએ કરેલી રસોઇની માફક સ્વાદ કરવા લાયકજ નથી કે કાંઇ વિશેષ છે ?

ઉ૦—પરપક્ષિઓએ કરેલ સ્તોત્રાદિને આવી ઉપમા આપવી એજ સજ્જનને ઉચિત નથી તો પછી તેનો ઉત્તર આપવાથી યે શું ? ૧-૧-૧૩.

પ્ર૦ ૧૪—તપાગચ્છીય શ્રાવક પોતાના અને પરગચ્છોનાં મંદિરોમાં સુખડ વગેરે આપે, તે પોતાના મંદિરોમાં આપેલું પુણ્ય હેતુ અને અન્ય ગચ્છીય મંદિરોમાં આપેલું પાપ હેતુ થાય કે બંન્નેમાં આપેલું સમાન લાભવાળું થાય ?

ઉ૦—તપાગચ્છીય શ્રાવક સ્વગચ્છીય કે પરગચ્છીય મંદિરોમાં સુખડ, કેસર વગેરે આપે તેમાં જેવો પોતાના ગચ્છના મંદિરોમાં આપવાથી લાભ થાય તેવો શ્રી પરમ ગુરૂદેવે ઉપાદેયપણે જણાવેલ હોઇ પરગચ્છનાં મંદિરોમાં પણ આપવાથી લાભજ જણ્યો છે, પરંતુ પાપ જણ્યું નથી. ૧-૧-૧૪.

પ્ર૦ ૧૫—બીજ આદિ (૨, ૫, ૮, ૧૧, ૧૪) પાંચ પર્વીઓ શ્રાદ્ધવિધિ આદિ આપણા ગ્રન્થોમાં કયાં કહેલ છે ?

ઉ૦—સંવિગ્ન ગીતાર્થોની આચરણા વડે બીજ વગેરે પાંચ પર્વીનું ઉપાદેયપણું સંભવે છે તેના અક્ષરો તો [૯]શ્રાદ્ધવિધિ સિવાય અન્યત્ર જોયાનું યાદ નથી. ૧-૧-૧૫.

---

૯-"बीआ पचमी अट्ठमि एगारसि चउद्दसी पण तिहीओ।
एआओ सुअ(द)तिहीओ गोयम गणहारिणा भणिआ" ॥
(श्री श्राद्धविधि, मु. पत्र १५२)

પ્ર૦ ૧૬—સર્વ શ્રાવકોની ચતુષ્પર્વી "मासम्मि पव्व-छक्कं तिण्णि अ पव्वाइं पक्खम्मि" આ ગાથામાં કહેલી છે, તે ગણવી કે લેપ શ્રાવકના અધિકારમાં જે (આઠમ-ચૌદશ-ચોમાસાની ત્રણ પુનમ અને મહાકલ્યાણક તરીકે આવતી અમાસ) વર્ણવેલી છે તે ગણવી?

ઉ૦—"मासम्मि" આ [10]ગાથામાં કહેલીજ ચતુષ્પર્વી

---

ભાવાર્થ—'શ્રી ગૌતમ ગણધરે બીજ, પાંચમ, આઠમ, એકાદશી અને ચતુર્દશી, એ પાંચ શુભ તિથિઓ કહેલી છે.

૧૦—"अट्ठमि चउद्दसि पुण्णिमा य तहामावसा हवइ पव्वं । मासंमि पव्व छक्कं तिन्नि अ पव्वाइं पक्खंमि" ॥

(શ્રી શ્રાદ્ધવિધિ, પત્ર ૧૬૨)

ભાવાર્થ—'શ્રી શ્રાદ્ધવિધિ આદિ શાસ્ત્રોમાં દરેક માસની શુદ અને વદની બન્ને આઠમો, બન્ને ચૌદશો, પૂર્ણિમા, તેમજ અમાવાસ્યા એમ છ પર્વો આખા મહિનામાં અને ત્રણ પર્વો એક પખવાડીયામાં જણાવ્યાં છે.'

ઉપર્યુક્ત શ્રાવકોની ચતુષ્પર્વી એ શબ્દાંતરથી આ ગાથામાં ઓળખાવ્યા મુજબ પટ્પર્વીજ છે, છતાં તેને ચતુષ્પર્વીની સંજ્ઞા આઠમ-ચૌદશ-પુનમ-અમાસ એ ચાર નામની અપેક્ષાએ આપવામાં આવેલી છે. અત્રે ધ્યાનમાં રહે કે-જૈન શાસ્ત્રોમાં આ એક જ ચતુષ્પર્વી કહી છે એમ નથી, કિંતુ બે આઠમો અને બે ચૌદશોને પણ ચતુષ્પર્વી કહેલી છે. 'પુનમ અમાસને ચતુર્પર્વીમાં કહી છે'; તેટલા ઉપરથી તેનું મહત્વ વધારીને ચતુર્દશ્યાદિ પ્રધાન તિથિઓની વિરાધના કરનારાઓ પુનમીઆઓની માફક પોતાના પગ પોતાના હાથે નાખનારા છે. તે માટે જુઓ શ્રી પ્રવચન પરીક્ષા પૃ. ૧૮૨.

મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજીએ સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે કે—

"यथा चतुर्दशीतपोयुक्तं चतुर्मासकदिने षष्ठतप उक्तं, किं ? चतुष्पर्वी तावत् श्रावकधर्ममाश्रित्योक्ता, साधुधर्ममाश्रित्य तु अष्टमी चतुर्दश्यावेच, पाक्षिकपर्व तु श्रावकसाध्वोः साधारणमित्यपि विचार्यमाणे चतुर्दश्येव पाक्षिकत्वेन सिध्यति, चतुष्पर्वीमध्यवर्तिनीपूर्णिमेत्यादिविचारणा स्वगलपादुका कल्पेति।"

ભાવાર્થ—'પ્રવચન પરીક્ષાની ૬૬ મી ગાથામાં પુનમની પખ્ખિ માનનારના પક્ષને અતિ પ્રસંગથી દૂષિત કરતાં શાસ્ત્રકાર કહે છે કે—જો પુનમની પખ્ખિ માનવામાં આવે તો જેમ ચોમાસીને દિવસે ચૌદશના તપયુક્ત છટ્ઠનો તપ કહ્યો છે તેમ ચૌદશના તપ યુક્ત પખ્ખિનો તપ બે ઉપવાસનો (છઠ્ઠ) શાસ્ત્રકારે કેમ ન કહ્યો ! બીજું, આઠમ ચૌદશ પુનમ અમાસની ચતુષ્પર્વી શ્રાવક ધર્મને આશ્રયીને કહી છે. **સાધુધર્મને આશ્રયીને તો બે આઠમ અને બે ચૌદશની જ ચતુષ્પર્વી કહેલી** છે. પાક્ષિક પર્વ તો શ્રાવક અને સાધુ ઉભયને સાધારણ છે, એ વિચારતાં પણ ચતુર્દશીજ પખ્ખિ તરીકે સિદ્ધ થાય છે. 'પુનમ ચતુષ્પર્વીમાં આવે છે,' **ઇત્યાદિ વિચારણા પોતાના ગળે પોતાના પગ નાખવા બરાબર છે.'**

વળી આ સાથે શ્રીઆદિત્યયશા તથા જિનદાસ આદિ શ્રાવકો બે આઠમ અને બે ચૌદશોનો જ નિયમિત પૌષધ કરનારા હતા. તેનું વર્ણન **શ્રી શત્રુંજય માહાત્મ્ય** તથા **ભવભાવના** આદિ શાસ્ત્રોમાં મૌજુદ છે. તેનો પણ વિચાર કરી જોતાં આજે જેઓ કેવલ પુનમ અમાસની ચતુષ્પર્વીના આગ્રહથી અંધ બની આઠમ ચૌદશની ચતુષ્પર્વીનો અપલાપ કરે છે, તેમજ જેઓ પુનમ અમાસની ચતુષ્પર્વીને

સર્વ શ્રાવકોને હોય એમ લાગે છે, પરંતુ લેપશ્રાવકના[૧૧] અધિકારમાં કહેલી છે તે નહિ. ૬-૧-૧૬

ઉપર્યુક્ત આધારે ચતુષ્પર્વી તેમજ ષટ્પર્વીમાં સ્વીકારનાર મહાપુરૂષો ઉપર ચતુષ્પર્વી લોપ્યાનો મિથ્યા આરોપ કરે છે, તેઓ પોતાના મિથ્યા અભિનિવેશથી જૈનશાસનની મહા આશાતનાજ કરે છે, એમ ચોખ્ખું માલુમ પડે છે.

૧૧-"से णं लेवे नाम गाहावई समणोवासए यावि होत्था, अभिगयजीवाजीवे जाव विहरइ. निग्गंथे पावयणे निस्संकिए निक्कंखिए निव्वितिगिच्छे लद्धट्ठे गहियट्ठे पुच्छियट्ठे विणिच्छियट्ठे अभिगहियट्ठे अट्ठिमिंजापेमाणुरागरत्ते, अयमाउसो! निग्गंथे पावयणे अयं अट्ठे परमट्ठे सेसे अणट्ठे, उस्सियफलिहे अप्पावयदुवारे चियत्तंतेउरप्पवेसे चाउद्दसट्ठमुद्दिट्ठपुण्णमासिणीसु पडिपुन्नं पोसहं सम्मं अणुपालेमाणे समणे निग्गंथे तहाविहेणं एसणिज्जेणं असणपाणखाइमसाइमेणं पडिलाभेमाणे बहूहिं सीलव्वयगुणविरमणपच्चक्खाणपोसहोववासेहिं अप्पाणं भावेमाणे एवं च णं विहरइ।"

(શ્રી સૂયગડાંગસૂત્ર બીજો શ્રુતસ્કંધ, પૃ. ૪૦૮/૧)

ભાવાર્થ—'રાજગૃહી નગરીની બહાર ઉત્તર પૂર્વદિશામાં આવેલ સેંકડો ભવનોથી સંકીર્ણ નાલન્દા નામના પાડામાં લેપ નામનો કૌટુંબિક રહેતો હતો, જે તેજસ્વી, સર્વજન પ્રસિદ્ધ, વિપુલ ભવન-શયન-આસન-યાન-વાહન ઇત્યાદિથી ભરેલો, બહુધન-સુવર્ણ-રજત વગેરેનો માલિક, આયોગ-પ્રયોગથી સમન્વિત, છૂટા હાથે પ્રચુર ભોજન અને પાણીને આપનાર, બહુ દાસ દાસીના પરિવાર યુક્ત અને બહુજન માન્ય હતો. આ પ્રમાણેની તેની દ્રવ્યસંપત્તિ હતી. હવે એજ લેપ ગાથાપતિની ભાવસંપત્તિનું શ્રી સૂત્રકાર મહર્ષિ વર્ણન કરે છે—

પ્ર૦ ૧૭–મહાવિદેહ ક્ષેત્રમાં કલ્યાણક તિથિ આદિ ભરતક્ષેત્રની જેમજ છે કે બીજી રીતે છે?

ઉ૦—મહાવિદેહ ક્ષેત્રમાં આજ કલ્યાણક તિથ્યાદિ હોય એમ સંભવતું નથી. કારણ કે–જ્યારે અહિંના તીર્થંકરોનું ચ્યવનાદિ- કલ્યાણક હોય છે ત્યારે ત્યાં દિવસ

---

તે લેપ નામનો ગૃહપતિ નિરંતર સાધુઓની ઉપાસના કરતો હોવાથી શ્રમણોપાસક, જીવાજીવાદિ તત્ત્વોનો જાણકાર, આર્હત પ્રવચનમાં દેશ અને સર્વ શંકા રહિત અર્થાત્ 'तदेव सत्य निःशंकं यज्जिनैः प्रवेदितम्'–જે જિનેશ્વરે કહ્યું છે તેજ સાચું અને શંકા વિનાનું છે–આવા અધ્યવસાયવાળો, અન્યાન્ય દર્શનને ગ્રહણ કરવાની ઇચ્છા વિનાનો, ધર્મના ફલમાં સંશય કિંવા મુનિ પુંગવોનાં મલિન ગાત્ર વસ્ત્ર દેખી જુગુપ્સા નહિ કરનારો, આથી જ લબ્ધાર્થ, ગૃહીતાર્થ, પૃષ્ટાર્થ, વિનિશ્ચિતાર્થ, અભિગતાર્થ, હાડોહાડ અને રગેરગમાં ધર્મના રાગથી રંગાએલો, અર્થાત્ અત્યન્ત રીતીએ જેનું ચિત્ત સમ્યક્‌ત્વથી વાસિત છે એવો હતો. એજ વસ્તુને પ્રગટ કરતા સૂત્રકાર મહર્ષિ ફરમાવે છે કે–જે કોઇ લેપ ગાથાપતિને ધર્મનું સર્વસ્વ પૂછે તેને લેપ ગાથાપતિ જણાવતા કે–હે આયુષ્મન્! આ નિર્ગ્રંથ પ્રવચન સદ્‌ભૂતાર્થને કહેનાર છે અને એજ કષ, છેદ અને તાપાદિ પરીક્ષાથી શુદ્ધ છે માટે પરમાર્થ રૂપ છે, પરંતુ લૌકિક તીર્થિકોએ પરિકલ્પેલો ધર્મ અનર્થરૂપ છે. હવે સૂત્રકાર લેપ શ્રમણોપાસકના સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનથી પ્રગટ થએલ ગુણોનુ ભાન કરાવતાં ફરમાવે છે કે–તે પ્રખ્યાત નિર્મલ યશવાળો, અભંગ દ્વારવાળો, જે સ્થાનમાં અન્ય જનો પ્રવેશ ન કરી શકે તેવા ભાંડાગાર–અન્તઃપુર વગેરે સ્થાનોમાં અસ્ખલિત પ્રવેશવાળો, તેમજ આઠમ ચૌદશ મહા-કલ્યાણક સંબંધિતયા પુણ્યતિથિ તરીકે પ્રસિદ્ધ અમાવાસ્યા અને ચોમાસાની ત્રણ પુનમો આદિ ધર્મદિવસોમાં અનિયરે કરીને

હોય છે, વળી આ વસ્તુને જણાવનાર અક્ષરો પણ દેખાતા નથી. ૧-૧-૧૭

પ્ર૦ ૧૮—ભગવતીજીના છ મહિનાના —યોગોદ્વહન કરનાર સાધુઓને શું ૬ દિવસ અધિક કે ૬ દિવસ ઓછી છ મહિનાની આલોચના આપો છો ? જો ૬ દિવસ અધિક છ મહિનાની આલોચના આપતા હો તો જેમ અસજ્ઝાય સંબંધિ ૧૨ દિવસ ઉમેરીને આપો છો તેમ ચોમાસિના અસજ્ઝાય સંબંધિ ૪ દિવસ ઉમેરીને કેમ આપતા નથી ? અને જો આ પ્રમાણે સોળ દિવસ ઉમેરીને આપવામાં આવે તો ૧૦ દિવસ અધિક ૬ મહિના થાય છે. અહિં આલોચનાનો વિધિ કેવા પ્રકારનો છે તે જણાવવા કૃપા કરશો ?

ઉ૦—છ મહિનાના યોગોદ્વહન કરનાર સાધુઓને અસજ્ઝાયના દિવસોની ગણનાની અપેક્ષા વિના ૬ દિવસ અધિક ૬ મહિનાની આલોચના આપવી એવો વૃદ્ધ સંપ્રદાય છે. ૧-૧-૧૮

પ્ર૦ ૧૯—ચોથા પ્રહરે કદાચિત્ છેવટની ચાર ઘડીમાં બે કાલગ્રહણ (વેરત્તિ, પાલાઈ) ગ્રહણ કર્યાં હોય, અથવા એક કાલગ્રહણ કર્યું હોય અને બીજું ગ્રહણ કરાતું હોય ત્યારે આકાશમાં કાલગ્રહણનો પ્રતિબંધ કરનાર ઉલ્કાપાતાદિ થાય તો કાલગ્રહણ બે રહે, એક રહે, કે ન રહે ? વળી

આહાર-શરીર-બ્રહ્મચર્ય તથા વ્યાપાર વર્જનરૂપ સંપૂર્ણ પૌષધવ્રતને સેવતો સંપૂર્ણ શ્રાવક ધર્મનું અનુપાલન કરતો થકો રહે છે.'

આમાં ચોમાસા સંબંધી ફક્ત ત્રણ જ પુનમો ગ્રહણ કરેલી છે. બધી પુનમો વગેરેનું ગ્રહણ નથી કર્યું, એ કારણથી ઉપરનો પ્રશ્નોત્તર થયેલો જણાય છે.

પ્ર૦ ૧૭–મહાવિદેહ ક્ષેત્રમાં કલ્યાણક તિથિ આદિ ભરતક્ષેત્રની જેમજ છે કે બીજી રીતે છે ?

ઉ૦—મહાવિદેહ ક્ષેત્રમાં આજ કલ્યાણક તિથ્યાદિ હોય એમ સંભવતું નથી. કારણ કે–જ્યારે અહિંના તીર્થંકરોનું ચ્યવનાદિ કલ્યાણક હોય છે ત્યારે ત્યાં દિવસ

---

તે લેપ નામનો ગૃહપતિ નિરંતર સાધુઓની ઉપાસના કરતો હોવાથી શ્રમણોપાસક, જીવાજીવાદિ તત્ત્વોનો જાણકાર, આર્હત પ્રવચનમાં દેશ અને સર્વ શંકા રહિત અર્થાત્ 'तदेव सत्यं निःशंकं यज्जिनैः प्रवेदितम्'–જે જિનેશ્વરે કહ્યું છે તેજ સાચું અને શંકા વિનાનું છે–આવા અધ્યવસાયવાળો, અન્યાન્ય દર્શનને ગ્રહણ કરવાની ઇચ્છા વિનાનો, ધર્મના ફલમાં સંશય કિંવા મુનિ પુંગવોનાં મલિન ગાત્ર વસ્ત્ર દેખી જુગુપ્સા નહિ કરનારો, આથી જ લબ્ધાર્થ, ગૃહીતાર્થ, પૃષ્ટાર્થ, વિનિશ્ચિતાર્થ, અભિગતાર્થ, હાડોહાડ અને રગેરગમાં ધર્મના રાગથી રંગાએલો, અર્થાત્ અત્યન્ત રીતીએ જેનું ચિત્ત સમ્યક્ત્વથી વાસિત છે એવો હતો. એજ વસ્તુને પ્રગટ કરતા સૂત્રકાર મહર્ષિ ફરમાવે છે કે–જે કોઇ લેપ ગાથાપતિને ધર્મનું સર્વસ્વ પૂછે તેને લેપ ગાથાપતિ જણાવતા કે–હે આયુષ્મન્ ! આ નિર્ગ્રંથ પ્રવચન સદ્ભૂતાર્થને કહેનાર છે અને એજ કષ, છેદ અને તાપાદિ પરીક્ષાથી શુદ્ધ છે માટે પરમાર્થ રૂપ છે, પરંતુ લૌકિક તીર્થિકોએ પરિકલ્પેલો ધર્મ અનર્થરૂપ છે. હવે સૂત્રકાર લેપ શ્રમણોપાસકના સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનથી પ્રગટ થએલ ગુણોનું ભાન કરાવતાં ફરમાવે છે કે–'તે પ્રખ્યાત નિર્મલ યશવાળો, અભંગ દ્વારવાળો, જે સ્થાનમાં અન્ય જનો પ્રવેશ ન કરી શકે તેવા ભાંડાગાર–અન્તઃપુર વગેરે સ્થાનોમાં અસ્ખલિત પ્રવેશવાળો, તેમજ આઠમ ચૌદશ મહા-કલ્યાણક સંબંધિતયા પુણ્યતિથિ તરીકે પ્રસિદ્ધ અમાવાસ્યા અને ચોમાસાની ત્રણ પુનમો આદિ ધર્મદિવસોમાં અતિશયે કરીને

ઉ૦—શ્રાવકની પહેલી[૧૪] પ્રતિમામાં બ્રાહ્મણાદિ ભિક્ષુકોને ગુરૂબુદ્ધિથી નહિ પરંતુ અનુકંપા (દયા) વગેરે હેતુથી આપવું કલ્પી શકે છે. ૧-૨-૧-૨૧

૧૪-શાસ્ત્રોમાં શ્રાવકોને આરાધવા યોગ્ય અગીયાર પ્રતિમાઓ કહેલી છે, તે આ પ્રમાણે—

(૧) **દર્શન પ્રતિમા**—તે એક મહીના સુધી પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, અને આસ્તિક્ય આ પાંચ લક્ષણયુક્ત કુગ્રહ, શંકા, કાંક્ષા, વિચિકિત્સા, મિથ્યાદષ્ટિ પ્રશંસા, અને મિથ્યાત્વિનો પરિચય આ શલ્યોથી રહિત તેમજ રાજાભિયોગ, ગણાભિયોગ, બલાભિયોગ, દેવાભિયોગ, ગુરૂનિગ્રહ, અને ભીષણ કાન્તારવૃત્તિરૂપ ૭ આગારોને પણ સેવ્યા વિના અન્ય દેવતાદિકને નમતાદિક નહિ કરવા રૂપ શ્રીસમ્યક્ત્વનો આચાર યથાવત્ નિરતિચારપણે પાલન કરવાનો અભિગ્રહ.

(૨) **વ્રત પ્રતિમા**—તે બે મહિના સુધી અણુવ્રતો, ગુણવ્રતો, અને શિક્ષાવ્રતોને નિરતિચાર (વધ, બન્ધ વગેરે દરેક વ્રતોના અતિચાર રહિત) અને નિરપવાદપણે પાલન કરવાનો અભિગ્રહ.

(૩) **સામાયિક પ્રતિમા**—તે ત્રણ મહિના સુધી ઉભયટંક સાવદ્ય યોગના ત્યાગ અને નિરવદ્ય યોગના આસેવન રૂપ સામાયિક સ્વીકારવા રૂપ છે.

(૪) **પૌષધ પ્રતિમા**—તે ચાર મહિના સુધી ૮-૧૪-૧૫ અને ૦)) આ પર્વતિથિઓમાં આહાર, શરીરસત્કાર, મૈથુન, અને વ્યાપારનો ત્યાગ કરવા રૂપ ચારે પ્રકારે પરિપૂર્ણ આગમોક્ત વિધિને અનુસરીને નિરતિચાર પૌષધ કરવા રૂપ છે.

અહીં ચૌદશ પુનમ બન્ને ઉદય તિથિ હોય ત્યારે છઠ્ઠ કરીને પૌષધ કરે, પુનમ કે અમાસનો ક્ષય હોય ત્યારે તેરશ ચૌદશ અથવા ચૌદશ પડવાનો છઠ્ઠ કરીને પૌષધ કરે. પુનમ કે

પ્ર૦ ૨—કુલગુરૂના સબંધથી ઉતરી આવેલા અન્યદર્શની–બ્રાહ્મણાદિકને અન્નાદિ આપવુ કલ્પે કે નહિ ?

ઉ૦—ઉપર પ્રમાણે સમજવુ, અર્થાત્ તેઓને ગુરૂબુદ્ધિથી નહિ પરતુ અનુકપા વગેરે હેતુથી આપવુ કલ્પી શકે છે. ૧–૨–૨–૨૨

પ્ર૦ ૩—નવમી પ્રતિમાદિમા દેશાવકાશિક કરી શકાય કે નહિ ?

---

અમાસની વૃદ્ધિ હોય ત્યારે ચૌદશનો પૌષધોપવાસ કરીને બીજી પુનમ-અમાસનો પૌષધોપવાસ કરે શ્રીસેનપ્રશ્ન (૪–૪૨) તથા હીરપ્રશ્નના (૩–૫) (૪–૨૭) પ્રશ્નોત્તરો જોતા આ મતલબ નિસદેહ સિદ્ધ થાય છે. તે સમજ્યા વિના જેઓ 'શ્રીસેનપ્રશ્ન-સાર–સંગ્રહમા આ પ્રતિમાના અનુષ્ઠાનના બ્હાનાથી પુનમ અમાસની ક્ષય વૃદ્ધિએ તેરસની ક્ષય વૃદ્ધિ કરવાની મનકલ્પિત સામાચારી સાચી ઠરાવવા બહાર પડ્યા છે તેમણે અધારામા જ ભુસકો માર્યો છે, એમ કહેવુ જોઇએ જેની છઠ્ઠ કરવાની શક્તિ ન હોય તેઓ પુનમનો તપ આબેલથી અગર નીવિથી પણ કરી શકે છે, એમ સેનપ્રશ્નમા સાફ સાફ ફરમાવેલુ છે, તે પણ ઉપરની જ હકીકતને પુષ્ટિ આપે છે

(૫) પ્રતિમા પ્રતિમા—તે અવિચલ સત્ત્વવાન પ્રતિમા કલ્પ વગેરેનો જાણકાર પાચ મહિના સુધી જે દિવસે પોસહ પડિમામા હોય તે દિવસે આખી રાત્રિ ચતુષ્પથ વગેરે સ્થળે કાઉસ્સગ્ગમા રહે, તેમા ત્રિલોકપૂજ્ય શ્રી જિનેશ્વર મહારાજાનુ અથવા પોતાના કામ, ક્રોધ વગેરે દૂષણોના પ્રતિપક્ષભૂત બ્રહ્મચર્ય, ક્ષમા વગેરે ગુણોનુ ધ્યાન કરે અને પૌષધ સિવાયના દિવસોમા સ્નાનનો પરિહાર કરે, વિકટ ભોજી–અર્થાત્ દિવસે પ્રકાશસ્થાનમા બેસી ભોજન કરનારો બને, કછોટો નહિ

ઉ૦—નવમી પ્રતિમાદિમાં દેશાવકાશિક ન જ કરવું ઠીક લાગે છે. ૧-૨-૩-૨૩

પ્ર૦ ૪—કોઇક સ્થળે લખેલી (શ્રાવકની પ્રતિમા સંબંધિ) વિધિમાં "દશમી પ્રતિમામાં કપૂર વાસક્ષેપ વગેરેથી જિનપૂજા કરવી જોઈએ" આ પ્રમાણે લખ્યું છે, આ વિષયમાં શ્રાવકની કેટલી પ્રતિમા સુધી ચંદન, પુષ્પ વગેરેથી પૂજા કરી શકાય, કેટલી પ્રતિમા સુધી કપૂર, વાસક્ષેપ વગેરેથી પૂજા કરાય, અને કઈ પ્રતિમામાં બીલકુલ ન કરી શકાય ?

---

પાળનારો દિવસે બ્રહ્મચારી અને રાત્રિએ ભોગોપભોગનું પરિમાણ કરે, આવા અનુષ્ઠાનને સેવવારૂપ કાયોત્સર્ગ પ્રતિમા હોય છે.

(૬) **અબ્રહ્મ વર્જન પ્રતિમા**—તે ૭ માસ સુધી કામકથા, ઉત્કૃષ્ટ વિભૂષા, અને એકાન્તમાં સ્ત્રી સાથે પ્રેમ વાર્તાનોયે ત્યાગ કરવા પૂર્વક દિવસે અને રાત્રિએ મૈથુનનો જેમાં ત્યાગ કરવામાં આવે, અર્થાત્-સર્વથા બ્રહ્મચર્ય પાલવામાં આવે તેવા અભિગ્રહ વિશેષરૂપ છે.

(૭) **સચિત્તાહાર વર્જન પ્રતિમા**—તે સાત મહીના સુધી સચિત્ત અશન, પાન, ખાદિમ, અને સ્વાદિમ એ ચારેનો આહાર ન કરવારૂપ છે.

(૮) **આરંભ વર્જન પ્રતિમા**—તે આઠ માસ સુધી સ્વયં પૃથ્વી વગેરેના ઉપમર્દનાદિ સ્વરૂપ આરંભનો ત્યાગ કરવારૂપ છે.

(૯) **પ્રેષ્યારંભ વર્જન પ્રતિમા**—તે નવ માસ સુધી સમસ્ત કુટુંબનો ભાર પોતાના માથે ન રાખે અને નોકરો મારફત પણ મહા પાપ વ્યાપારો ન કરાવે તે સ્વરૂપ છે.

૯૦—પ્રતિમાધારી શ્રાવકોને શ્રીલલિતવિસ્તરાની પંજિકાના અભિપ્રાયથી સાતમી પ્રતિમા સુધી ચંદન, પુષ્પ વગેરેથી જિનપૂજન કરવું યોગ્ય છે, પણ આઠમી પ્રતિમાથી તે કરવું યોગ્ય નથી. કપૂર આદિથી તો પૂજા આઠમી પ્રતિમા આદિમાં પણ કરવી અનુચિત જણાતી નથી, કારણ કે તે નિરવદ્ય છે. જો કે શાસ્ત્રના અક્ષરો તો જણાતા નથી. અને અગીઆરમી પ્રતિમામાં સાધુના જેવુંજ આચરણ હોય એમ જાણવું. ૧-૨-૪-૨૪

(૧૦) ઉદ્દિષ્ટ ભક્તવર્જન પ્રતિમા—તે દશ મહિના સુધી પોતાને ઉદ્દેશીને જે ભોજન કરેલું હોય તે પણ ન ખાય અને આ પ્રતિમાધારી શ્રાવક કોઇ અસ્ત્રાથી મસ્તક મુંડાવેલું રાખે અગર કોઇને ચોટલી રાખવાની ઇચ્છા હોય તો તે રાખી પણ શકે; તથા 'ભૂમીમાં દાટેલુ ધન વગેરે છે' એમ જાણતો હોય અને પુત્ર, ભાઇ વગેરે પૂછે તો તેમની વૃત્તિ છેદ ન થાય માટે કહે, અને જો ન જાણતો હોય તો કહે કે 'મને ખબર નથી,' આ સિવાય જેમાં કાંઇ પણ ગૃહ કાર્ય કરવું કલ્પે નહિ તે સ્વરૂપ આ દશમી પ્રતિમા છે.

(૧૧) શ્રમણભૂત પ્રતિમા—તે અગીઆર મહિના સુધી અસ્ત્રાથી જેનું મસ્તક મુડાવેલુ હોય અથવા લોચ કરેલો હોય એવો શ્રમણોપાસક રજોહરણ, પતદ્ગ્રહ વગેરે સર્વ સાધુનાં ઉપકરણ ગ્રહણ કરીને મહીતલને પાવન કરતો જેમાં વિચરે અર્થાત્ સાધુવત્ અનુષ્ઠાનો સેવે અને ભિક્ષા માટે ગૃહસ્થોને ત્યાં જાય ત્યારે કહે કે–'પ્રતિમાધારી શ્રમણોપાસકને ભિક્ષા આપો,' આ પ્રમાણે ધર્મ–શરીર ટકાવવા માટે ભિક્ષા લાવે અને વાપરે, આ પ્રમાણે પ્રાસુક અને એષણીય આહાર જેમાં વાપરે, તથા જેમાં પોતાની મમતા નાશ થઈ ન હોય તો

પ્ર૦ ૫—"आणाखंडनकारी" આ ગાથામાં સૂત્રવિરુદ્ધ પ્રવૃત્તિ કરનારાઓનાં પૂજા વગેરે શુભ અનુષ્ઠાનો નિષ્ફલ કહ્યાં છે તે શું ફલમાત્રની અપેક્ષાએ કે વિશિષ્ટ ફલની અપેક્ષાએ ?

ઉ૦—આ [૧૫]ગાથામાં ઉત્સૂત્ર પ્રવર્તિઓનાં પૂજા વગેરે શુભ અનુષ્ઠાનોને મોક્ષ સ્વરૂપ વિશેષ ફલની અપેક્ષાએ

---

સ્વજનોને જોવા માટે સ્વજનોની વસ્તીમાં પણ જઈ શકે તથા ત્યાં પણ સાધુવત્ રહે, એવા અનુષ્ઠાનરૂપ આ પ્રતિમા છે.

આ પ્રમાણે અગીઆરે પ્રતિમાઓનો કાલ ઉત્કૃષ્ટથી ૫।। વર્ષનો છે, પરંતુ જ્યારે મરણ નજીક હોય અથવા દીક્ષા લેવી હોય ત્યારે જઘન્યથી અન્તર્મુહૂર્તનું કાલમાન પણ કહેલું છે. આ પ્રતિમાઓમાં ઉત્તરોત્તર પ્રતિમાના અનુષ્ઠાન સાથે પૂર્વ પૂર્વ પ્રતિમાઓનું અનુષ્ઠાન આચરણીય છે. આવશ્યકચૂર્ણિમાં ૫ થી ૧૧ મી પ્રતિમા સુધી કુલ ૭ પ્રતિમાનું પ્રકારાન્તરે નિરૂપણ કરેલું છે. વિશેષ જિજ્ઞાસુઓએ તે સ્થલ, તેમજ શ્રી પ્રવચન સારોદ્ધાર પૃ. ૨૯૨ આદિથી જોઇ લેવું. હવે વિચારવાનું એ છે કે-શ્રમણોપાસકની શાસ્ત્રોક્ત જે અગીયાર પ્રતિમા છે તેની હાલ પ્રવૃત્તિ કેમ નથી? ઉત્તર એ જણાય છે કે-ખરતરો કહે છે તેમ શ્રાવક પ્રતિમા ધર્મનો વિચ્છેદ નથી પરંતુ પ્રતિમાનું પાલન કઠીન હોવાથી અને પ્રતિમા પાલન યોગ્ય અવિચલ સત્ત્વ નહિ હોવાથી હાલ પ્રતિમા પાલનની પ્રવૃત્તિ જણાતી નથી. જે આત્માઓ અવિચલ સત્ત્વશાલી હોય તે આત્માઓ માટે પ્રતિમા પાલન કઠીન નથી

૧૫-"आणाखंडनकारी, जइवि तिकालं महाविभूईए।
पूएइ वीयरायं, सव्वं पि निरत्थयं तस्स ॥"

(પ્ર - પર્વ । ભા ૧ ૫ ૧)

નિષ્ફલ કહ્યાં છે, પરંતુ દેવલોકાદિ ફલ માત્રની અપેક્ષાએ નકામાં કહ્યાં નથી. ૧-૨-૫-૨૫

પ્ર૦ ૬—શ્રીજંબૂદ્વિપ પ્રજ્ઞપ્તિ અને જીવાભિગમમાં જગતી ( કોટ )ના વર્ણનના અધિકારમાં વાણવ્યંતર દેવ દેવી-ઓને ઉદ્દેશીને જે કહ્યુ છે કે "પૂર્વે સારી રીતે કરેલા શુભ કલ્યાણકારી સુકૃતના ફલ વિશેષને અનુભવતા વિચરે છે", આમાં પૂર્વ સુકૃતની જે પ્રશંસા કરી છે તે આરાધક સમ્યગ્દૃષ્ટિ વગેરેની કે અન્યની ?

ઉ૦—જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ અને જીવાભિગમમા જગતી વર્ણનના અધિકારમાં જે વ્યંતરદેવ-દેવીઓના પૂર્વાચરિત પુણ્યકર્મની પ્રશંસા કરવામાં આવી છે તે આરાધક સમ્યગ્દૃષ્ટિ વગેરેથી ભિન્ન જીવોના સુકૃતને ઉદ્દેશીને જ કરી હોય તેમ [૬]જણાય છે ૧-૨-૬-૨૬

## પ્રથમ પ્રકાશે પ્રશ્નકાર ત્રીજા-પંડિત શ્રી જગમાલ ગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—સાંજની પડિલેહણના આદેશ માગવાના સમયે

---

ભાવાર્થ—'પ્રભુની આજ્ઞાનુ ખંડન કરનારો યદ્યપિ ત્રણે કાલ મહાવિભૂતિથી વીતરાગની પૂજા કરે તો પણ તેનુ સઘળુ-પૂજાદિ અનુષ્ઠાન નિષ્ફળ જાણવું'

૧૬-પૂર્વભવમાં સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિની પાલનામાં જેમણે અતિચારો વગેરે સેવીને વિરાધના કરી હોય તે જીવો ભવનપતિ, વ્યંતરાદિનિકાયમાં ઉત્પન્ન થઇ શકે છે. સમ્યક્ત્વ વગેરે ગુણોના આરાધક આત્માઓ તો જઘન્યથી પણ વૈમાનિકમા ઉત્પન્ન થાય છે. એથીજ અહિં ઉત્તરમાં આરાધક સમ્યગ્દષ્ટયાદિ આત્માઓનું ઉપાદાન કર્યું જણાતું નથી.

સાધુઓ ભેગા થાય છે તે [૧૭]સાત માંડલીમાંથી કઈ માંડલી કહેવાય ?

ઉ૦—જે સાંજની પડિલેહણના આદેશ માગવા માટે સાધુઓ ભેગા થાય છે તે આવશ્યક માંડલીમાં ગણાય એમ સંભાવના થાય છે. ૧-૩-૧-૨૭

પ્ર૦ ૨—પ્રતિક્રમણસૂત્ર (વંદિત્તાસૂત્ર) સદ્દાલપુત્ર કુંભકારે કર્યું છે આ પ્રઘોષ સાચો છે કે નહિ ? અથવા એ કૃતિ કોની છે ?

ઉ૦—શ્રી પંચાશકજીની[૧૮] ટીકામાં શ્રાવક પ્રતિક્રમણ સૂત્ર આર્ષ-ગણધર-કૃત છે, એમ કહ્યું છે. સદ્દાલપુત્ર કુંભકારે બનાવ્યાનો પ્રઘોષ તો અસત્ય છે એમ જણાય છે. ૧-૩-૨-૨૮

---

૧૭-સાત માંડલી આ પ્રમાણે છે—(૧) સૂત્ર, (૨) અર્થ, (૩) ભોજન, (૪) કાલ, (૫) આવશ્યક, (૬) સજ્ઝાય, અને (૭) સંથારા માંડલી.

૧૮-"ननु साधुप्रतिक्रमणाद्भिन्नं श्रावकप्रतिक्रमणसूत्रमयुक्तं निर्युक्तिभाष्यचूर्ण्यादिभिरनन्वितत्वेनानार्षत्वात्, नैवम्, आवश्यकादिदशशास्त्रीव्यतिरेकेण निर्युक्तीनामभावेनौपपातिकाद्युपाङ्गानां च चूर्ण्यभावेनानार्षत्वप्रसङ्गात्" ।

ભાવાર્થ—'વાદિ શંકા કરે છે કે-શ્રાવક પ્રતિક્રમણસૂત્ર નિર્યુક્તિ, ભાષ્ય, અને ચૂર્ણિ વગેરેથી યુક્ત નહિ હોવાથી આર્ષ નથી, માટે સાધુ પ્રતિક્રમણ સૂત્રથી શ્રાવક પ્રતિક્રમણ સૂત્ર ભિન્ન માનવું અયુક્ત છે; એનો પ્રતિવાદ કરે છે કે-એમ નહિ, આવશ્યકાદિ ૧૦ શાસ્ત્રો સિવાય અન્ય શાસ્ત્રો ઉપર નિર્યુક્તિ છે નહિ અને ઉવવાઈ વગેરે ઉપાંગ સૂત્રોની ચૂર્ણિ નથી માટે તે તે શાસ્ત્રોને પણ આર્ષ માની શકાશે નહિ.' અર્થાત્ શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર પણ આર્ષ જ છે.

પ્ર૦ ૩—'છઠ્ઠા કર્મગ્રન્થની બનાવનારી ચન્દમહત્તરા સાધ્વી છે', આ વસ્તુ સાચી છે કે નહિ ?

ઉ૦—'છઠ્ઠા કર્મગ્રંથની રચનારી ચન્દમહત્તરા સાધ્વી છે', એવો પ્રઘોષ જુઠ્ઠો છે. કારણ કે તેની ટીકામાં [१९]'आचार्य आह'–'આચાર્ય કહે છે', આ પ્રમાણે કહ્યુ છે. તેજ પ્રમાણે તેની અવચૂર્ણિમાં 'ચન્દમહત્તરે રચેલા પ્રકરણની વ્યાખ્યા કરાય છે' એમ જણાવ્યું છે. એટલે તે સાધ્વીજી નહિ પણ આચાર્ય મહારાજ છે એમ જણાય છે ૧–૩–૩–૨૯

---

૧૯–"ततः सप्ततिकाख्यं प्रकरणमारभमाण आचार्यः प्रेक्षावतां 'प्रकरणविषये उपादेयबुद्धिपरिग्रहार्थं प्रकरणस्य सर्वविन्मूलतां, तथा सर्वविन्मूलत्वे(ऽपि) न प्रेक्षापूर्वकारिणोऽभिधेयादिपरिज्ञानमन्तरेण यथाकथञ्चित्प्रवर्तन्ते प्रेक्षावत्ताक्षतिप्रसंगात्, ततस्तेषां प्रवृत्त्यर्थमभिधेयादिकं च प्रतिपिपादयिषुरिदमाह ।"

(ષષ્ઠ કર્મગ્રન્થ ટીકા, પૃ. ૧૧૫ મુ. જૈ. ધ. પ્ર. સભા)

**ભાવાર્થ**—'સપ્તતિ નામના પ્રકરણનો આરંભ કરતા **આચાર્ય મહારાજા** પ્રેક્ષા પૂર્વક કાર્ય કરનારાઓની પ્રકરણના વિષયમાં ઉપાદેય બુદ્ધિ થાય તે માટે પ્રકરણની સર્વજ્ઞમૂલકતા તેમજ સર્વજ્ઞમૂલક હોવા છતાં પણ પ્રેક્ષાવાનો અભિધેય વગેરેના પરિજ્ઞાન વિના પ્રેક્ષાવત્તાની ક્ષતિના પ્રસંગથી યથા કથંચિત્ પ્રવૃત્તિ કરતા નથી, માટે તેઓની આ પ્રકરણમાં પ્રવૃત્તિ કરાવવા માટે અભિધેય વગેરેનું પ્રતિપાદન કરવાની ઇચ્છાવાળા કહે છે.'

અત્રે સિત્તરી ઉર્ફે છઠ્ઠા કર્મગ્રથના કર્તા, નહિ પરંતુ પુરુષ છે એ બતાવવાનું તાત્પર્ય છે. બાકી ... એક ચિરતનાચાર્ય હોવા શિવાય વધુ નિર્ણય

પ્ર૦ ૪—ચઉશરણ આદિ કેટલા પયન્ના[૨૦] ભણવામાં શ્રાવક અધિકારી છે ?

ઉ૦—પરંપરાએ કરીને ભક્તપરિજ્ઞા, ચતુઃશરણ, આઉરપચ્ચખ્ખાણ, અને સંથારા એ ચાર પયન્ના ભણવાનો શ્રાવકોને અધિકાર હોય એમ જણાય છે. ૧-૩-૪-૩૦

પ્ર૦ ૫—સુદ દશમના દિવસે આયંબિલ કરનારાઓ કંઈક અંશે મિથ્યાદૃષ્ટિ ખરા કે નહિ ?

ઉ૦—સુદ દશમના દિવસે આયંબિલ કરનારાઓ મિથ્યામતિ જાણ્યા નથી. ૧-૩-૫-૩૧

પ્ર૦ ૬—રોહિણીના દિવસની આરાધના કરનારાઓ માટે પણ શું તેમજ[૨૧] સમજવું ?

ઉ૦—રોહિણી દિવસની આરાધના કરનારા માટે પણ તે પ્રમાણે જ ઉત્તર સમજવો. ૧-૩-૬-૩૨

---

માહિતી માટે જુઓ શ્રી મુક્તાબાઈ જ્ઞાનમંદિર (ડભોઈ)ની પ્રકાશિત **શ્રી સિત્તરી ચૂર્ણિની પ્રસ્તાવના.**

૨૦-દશ પયન્નાનાં નામ આ પ્રમાણે છે—(૧) ચઉશરણ, (૨) આઉરપચ્ચખ્ખાણ, (૩) મહાપચ્ચખ્ખાણ, (૪) ભક્તપરિજ્ઞા, (૫) તંદુલવેયાલ, (૬) ગણિવિજ્જા, (૭) ચંદાવિજ્જા, (૮) દેવેન્દ્રસ્તવ, (૯) મરણ સમાધિ, અને (૧૦) સંથારાપયન્નો.

૨૧-આવા તપો જૈન શાસ્ત્રકારોએ વિહિત કરેલા હોઈ તે કરવામાં મિથ્યાત્વ નથી, પણ રેંટીયા બારસ આદિ જે અવિહિત અનુષ્ઠાનો સેવવામાં આવે અગર વિહિતમાં અન્યથા આશંસા વગેરે અવિધિ ભાવ સેવવામાં આવે તો તે મિથ્યાત્વનું કારણ બને છે, એમ તાત્પર્ય સમજવું.

પ્ર૦ ૭—સંવત્સરીનો ઉપવાસ પંચમીની અંદર ગણાયકે નહિ ?

ઉ૦—સંવત્સરીનો ઉપવાસ છઠ્ઠ કરવાની શક્તિ ન હોય તો [22]પંચમીની અંદર ગણાય, તે સિવાય નહિ ૧-૩-૭ ૩૩

પ્ર૦ ૮—કાકુત્સ્થ એ રામનું નામછે કે તેના વંશનું નામ છે ? અને એ શબ્દની વ્યુત્પત્તિ શી રીતે થાય છે ?

ઉ૦—'कु' અવ્યયને "अव्ययस्य कोद्च" (૭–૩–૩૧) એ સિદ્ધહેમના સૂત્રને અનુસરી અન્ત્યસ્વર પહેલાં अक् પ્રત્યય થવાથી ( અને द्નો આગમ થવાથી ) ककुद् શબ્દ થાય છે. कुत्सितं तिष्ठन्ति विपक्षा अस्मिन्–જેના સામે આવવાથી વિપક્ષો=શત્રુઓ કુત્સિત=હીન શક્તિવાળા થાય તે ककुद्,+'स्था'ને "स्थादिभ्यः क." (૫–૩–૮૨) એ સૂત્રને અનુસરી क પ્રત્યય થવાથી કકુત્સ્થ શબ્દ થાય છે અને અપત્ય અર્થમાં अण् પ્રત્યય થવાથી કાકુત્સ્થ શબ્દ તૈયાર થાય છે, તેનો અર્થ રામ થાય છે. આ વ્યુત્પત્તિને અનુસરી રામના વંશના આદિ પુરૂષનું નામ કકુત્સ્થ અને તેની સંતતિ કાકુત્સ્થ કહેવાય છે. ૧–૩–૮–૩૪

પ્ર૦ ૯—અર્ધ મંડલી શબ્દનો શો અર્થ છે ?

ઉ૦—પ્રાતઃકાલે જે વ્યાખ્યાન થાય અને રાત્રિના

---

૨૨–અહિં શાસ્ત્રકારે ઉદયાત્ પંચમીનો તપ પણ ચોથના તપમાં સમાવ્યો છે. તે, પાચમ કરતા ચોથની પ્રબલતા પૂરવાર કરવા માટે તેમજ 'પંચમીની ક્ષય વૃદ્ધિએ ચોથની પરાવૃત્તિ કરવી બરબિનાદ છે' એ સાબીત કરવા માટે, એક અકાટ્ય પ્રમાણ છે. વધુ માટે જુઓ શ્રી **પર્વતિથિપ્રકાશ**, પૃ ૭૫

સમયે એક પ્રહર પર્યંતની જે અર્થ પોરસી થાય તેનું નામ અર્થમંડલી કહેવાય છે. ૧-૩-૯-૩૫

પ્ર૦ ૧૦—"यावंत्तिशाए जस्स जोगो सिज्झंतर" અહિં યોગ શબ્દથી શું કહેવાય છે ?

ઉ૦—ભિક્ષા માટે જતો સાધુ આ પ્રમાણે કહે છે—જે વસ્તુનો યોગ=સંબંધ થશે, અર્થાત્ જે વસ્તુ મને મલશે તેનું હું ગ્રહણ કરીશ, આ પ્રમાણે શ્રી ઓઘનિર્યુક્તિની ટીકામાં છે. ૧-૩-૧૦-૩૬

પ્ર૦ ૧૧—અષ્ટાપદ ગિરિરાજ ઉપર રહેલી જિન પ્રતિમાઓને જેઓ પોતાની લબ્ધિથી વાંદે છે, તેઓ તેજ ભવમાં મોક્ષમાં જનારા હોય છે, એવા શાસ્ત્રમાં અક્ષરો છે, અને આ પ્રમાણે હોવાથી વિદ્યાધર સાધુઓ તેમજ રાક્ષસ (દ્વિપના), વાનર (દ્વિપના), અને ચારણ (જંઘાચારણ-વિદ્યાચારણ) ભેદવાળા જે અનેક તપસ્વિઓ ત્યાં જવા માટે સમર્થ છે તે સર્વેનું તે જ ભવમાં મોક્ષગામિપણું પ્રાપ્ત થાય છે, (અને તેમ તો હોઈ શકે નહિ,) તેથી તેવી કઈ લબ્ધિ છે કે જે વડે ત્યાં જવામાં લબ્ધિનિધાન ગૌતમ સ્વામિ વગેરેની જેમ તેજ ભવે મોક્ષે જનારા બની શકે ?

ઉ૦—જેઓ પોતે જ કરેલા તપ અને સંયમથી ઉત્પન્ન થએલી સ્વ લબ્ધિ (શક્તિ વિશેષ)થી અષ્ટાપદ ગિરિરાજ ઉપર રહેલી જિન પ્રતિમાઓની યાત્રા કરે છે તેઓ તેજ ભવે મોક્ષે જનારા હોય એમ સંભાવના થાય છે. તથા પ્રકારના શાસ્ત્રના સ્પષ્ટ અક્ષરો દેખાતા નથી. ૧-૩-૧૧-૩૭

પ્ર૦ ૧૨—દિગાચાર્ય શબ્દનો શો અર્થ છે ?

ઉ૦—જેઓ ગુરૂએ આદેશ કરેલ ક્ષેત્રમાં રહેલ સાધુઓની સારણાદિ ( શાસ્ત્રાનુકુલ અનુષ્ઠાનમાં ભૂલ થતી હોય તે યાદ કરાવવી તેનું નામ સારણા છે, આદિથી વારણા, ચોયણા અને પડિચોયણા લેવી. ) કરનારા હોયછે; તે દિગાચાર્ય કહેવાય છે યોગશાસ્ત્રના ચોથા પ્રકાશમાં "प्रायश्चित्त[२३] वैयावृत्यम्" આ શ્લોકની ટીકામાં દિગાચાર્ય શબ્દનો અર્થ 'સચિત્ત, અચિત્ત, અને મિશ્રવસ્તુની અનુજ્ઞા કરનાર' જણાવ્યો છે ૧-૩-૧૨-૩૮

પ્ર૦ ૧૩—આર્યસુહસ્તિ અને આર્ય મહાગિરિને શ્રી ધર્મસાગર ઉપાધ્યાયે બનાવેલી પટ્ટાવલિ આદિમાં સહોદર તરીકે કહ્યા છે, અને કલ્પસૂત્ર સ્થવિરાવલીમાં તેઓનું ગોત્ર ભિન્ન જણાવ્યુ છે, તેનુ શું કારણ ?

ઉ૦—મંડિકપુત્ર, અને મૌર્યપુત્ર નામના ગણધરની

---

૨૩-"प्रायश्चित्तं वैयावृत्यं, स्वाध्यायो विनयोऽपि च ।
व्युत्सर्गोऽथ शुभ ध्यानं षोढेत्याभ्यन्तरं तप ॥९०॥"
(યોગશાસ્ત્ર ટીકા, પૃ ૩૧૨/૧)

ભાવાર્થ—'૧ પ્રાયશ્ચિત્ત, ૨ વૈયાવચ્ચ, ૩ સ્વાધ્યાય, ૪ વિનય, ૫ ત્યાજ્ય વસ્તુનો પરિત્યાગ, ૬ શુભ ધ્યાન રૂપ છ પ્રકારનો આભ્યન્તર તપ છે પ્રાયશ્ચિત્તનો વિશેષ અધિકાર વર્ણવીને વૈયાવૃત્ય શબ્દની વ્યાખ્યા કરતા આચાર્ય આદિ ૧૦ ની વૈયાવચ્ચનો પ્રસંગ વર્ણવે, છે, તેમા આચાર્યના પાંચ ભેદ (૧) પ્રવ્રાજકાચાર્ય, (૨) દિગાચાર્ય, (૩) ઉદ્દેશકાચાર્ય, (૪) સમુદ્દેશાનુજ્ઞાચાર્ય અને (૫) આમ્નાયાર્થ-વાચકાચાર્ય જણાવેલા છે અને દિગાચાર્ય શબ્દની વ્યાખ્યા કરવા ટીકાકારે-सचित्ताचित्तमिश्रवस्त्वनुज्ञायी(यी) दिगाचार्य એમ જણાવ્યુ છે.'

માફક આર્યસુહસ્તિ, અને આર્યમહાગિરિ સહોદર હોવા છતાં પણ ભિન્ન ગોત્રી હોવામાં કોઇ વિરોધ નથી. ૧-૩-૧૩-૩૯

## પ્રથમ પ્રકાશે પ્રશ્નકાર ચોથા-પંડિત શ્રી કલ્યાણકુશલ ગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—"આ સંપૂર્ણ જંબૂદ્વિપને વિપુલ એવા અવધિજ્ઞાનથી જુએ છે", અહિં ચાર પલ્યોપમના આયુષ્યવાળા સૂર્યાભદેવને જંબૂદ્વિપ સુધીનું અવધિજ્ઞાન કેવી રીતે સંભવી શકે ? કારણ કે '॥ સાગરોપમથી ન્યૂન આયુષ્યવાળા દેવો સંખ્યાતા યોજન સુધી દેખી શકે છે અને ત્યારબાદ ( અધિક આયુષ્યવાળા ) અસંખ્યાતા યોજન સુધી જોઈ શકે છે', આ પ્રમાણે સંગ્રહણીસૂત્રમાં કહ્યું છે ?

ઉ૦—"उणद्धसागरे"[૨૪] એ ગાથાની ટીકામાં ભવનપતિ, વ્યંતર, અને જ્યોતિષ્ક દેવોનું અવધિક્ષેત્ર જણાવ્યું છે, વૈમાનિકનું નહિ. વૈમાનિક દેવોનું અવધિક્ષેત્ર તો "दो

૨૪–"उणद्धसागरे सङ्ख-जोअणा तप्परमसङ्खा ॥१५४॥ पणवीस जोअण लहू" । (સંગ્રહણી. દેવભદ્રીય ટીકા પૃ. ૭૨)

ભાવાર્થ—'ઉપરની ગાથાઓમાં વૈમાનિકોનું અધોવિષયક, તીર્છું, અને ઉર્ધ્વ અવધિક્ષેત્ર કહ્યું. હવે સામાન્યથી શેષ દેવોનું કહે છે–અર્ધા સાગરોપમથી ન્યૂન આયુષ્યવાળા ભવનપતિ, વ્યંતર, અને જ્યોતિષ્ક દેવો અવધિજ્ઞાનથી સંખ્યાતા યોજન સુધી દેખી શકે છે અને તેથી અધિક આયુષ્યવાળા અસંખ્યાતા યોજન સુધી દેખી શકે છે. તેમજ દસહજાર વર્ષના આયુષ્યવાળાઓનું જઘન્ય અવધિક્ષેત્ર પચ્ચીસ યોજનનું હોય છે.'

[25]पढमकप्प पढमं" આ ગાથાએ કરીને જણાવ્યું છે માટે કોઈ પણ જાતનો વિરોધ નથી ૧-૪-૧-૪૦

પ્ર૦ ૨—'કાર્તિક શુદ ૧૫, ફાગણ સુદ ૧૫, અને અષાઢ સુદ ૧૫ આ ત્રણ જ પૂર્ણિમા પર્વ તરીકે કહેવાય છે કે સર્વ પૂર્ણિમા, એમ શ્રાવકો વારવાર પૂછે છે તેનો શું ઉત્તર આપવો ?

ઉ૦—" છ [26]તિથિઓની (શુદ ૮-૧૪-૧૫, વદ ૮-૧૪-૦)) અંદર આજે કઇ તિથિ છે", આ પ્રમાણેના આગમથી અને અવિચ્છિન્ન વૃદ્ધ પરંપરાથી સઘળીએ પુનમો પર્વ તરીકે માનવી જોઇએ ૧-૪-૨-૪૧

---

૨૫-"दो पढमकप्प पढम, दो दो दो वीअ तइअग चउत्थि।
चउउवरियओहीए पासंति अ पञ्चमि पुढविं ॥१५२॥"
(સંગ્રહણી ટીકા, પૃ ७१)

ભાવાર્થ—'સૌધર્મ ઇશાનના ઉત્કૃષ્ટ આયુષ્યવાળા ઇન્દ્ર, સામાનિક વગેરે, અવધિજ્ઞાનથી પહેલી રત્નપ્રભા પૃથ્વીના સર્વથી નીચેના ભાગ સુધી જુએ છે સનતકુમાર-માહેન્દ્ર દેવલોક બીજી શર્કરાપ્રભા સુધી, એ પ્રમાણે બ્રહ્મલોક-લાન્તક દેવલોક વાલુકાપ્રભા સુધી, ત્યારબાદ ચાર દેવલોક-આનત, પ્રાણત, આરણ, અને અચ્યુત પાંચમી ધૂમપ્રભા પૃથ્વી સુધી જુએ છે'

૨૬-"छण्हं तिहीण मज्झंमि, का तिही अज्ज वासरे।
किंवा कल्लाणगं अज्ज, लोगनाहाण संतियं ॥२१॥
(શ્રાદ્ધદિનકૃત્ય, પૃ ૩૯)

ભાવાર્થ—'છ મહિનાના તપના કાઉસ્સગમા તપની વિચારણા માટે આ સૂત્ર ઉપયોગી છે મહિનામા છ તિથિ ( શુદ અને વદની ૮-૧૪-૧૫-૦)) આવે છે તેમાં આજે કઇ તિથિ છે, અથવા આજે જગત્પ્રભુનું ચ્યવનાદિ શુ કલ્યાણક છે ? તે વિચારવુ'

પ્ર૦ ૩-(ત્ર) કેટલાકો, 'પ્રભુની આજ્ઞાનું ખંડન કરનાર કોઈ આત્મા મોટી વિભૂતિથી ત્રણે કાલ વીતરાગની પૂજા કરે છતાંય તેનું તે સર્વ નિરર્થક છે,' વળી 'આજ્ઞાપૂર્વક તપ કરવામાં આવે, સંયમ પણ આજ્ઞાપૂર્વક થાય, તેમજ દાનાદિ પણ આજ્ઞાદિ પૂર્વક કરવામાં આવે તો તે સફળ છે, આજ્ઞા રહિત ધર્મ ઘાસના પૂળા જેવો શોભે છે,' 'અજ્ઞાન મિથ્યાદૃષ્ટિઓની કરણી સમ્યગ્દૃષ્ટિઓની કરણીના મુકાબલે એક આનાની કીંમતની પણ નથી,' ઇત્યાદિ વચનોના આલંબનથી સાંખ્યાદિ અન્ય દર્શનોમાં જેઓ અજ્ઞાન તપ વગેરે કુષ્ટ-

અહિં ઉપર્યુક્ત પ્રશ્નોત્તરમાં સર્વ પુનમોને પર્વ તરીકે સ્વીકારવાનું ફરમાન છતાં એ ધ્યાન રાખવું કે પખ્ખી તો ચૌદશનીજ છે, તેમજ ચોમાસી પણ શ્રી કાલીકાચાર્યજીની આચરણાથી ચૌદશની જ છે. એટલે પુનમ અમાસાદિની ક્ષય વૃદ્ધિ હોય સારે જોડીયા પર્વોને બહાને ચોથ ચૌદશ જેવી પ્રધાન તિથિઓને તોડવાની કલ્પના અને પ્રવૃત્તિ બીલ્કુલ ટકી શકે તેવી નથી. તથાપિ આજના પક્ષાંધ બનેલાઓ તેને જે નભાવી રહ્યા છે, તેજ ખરેખર આશ્ચર્યજનક છે. જો કોઇ નવિનો કે પર્વલુપકો કે સંમૂર્છિમ મતવાળાઓ હોય તો તત્ત્વથી તેઓજ છે, એમ કોઇ પણ હિંમતથી કહી શકે તેમ છે. કારણકે પર્વોનો કલ્પિત ફેરફાર કરીને આરાધના કરવાનો અધિકાર કે આદેશ શાસ્ત્રો કે સામાચારીમાં ક્યાંય નથી. તિથિની ભોગ સમાપ્તિ જ્યાં થતી હોય ત્યાંજ તેની આરાધના કરવાનો શાસ્ત્રીય નિયમ હોવાથી પુનમ વગેરેનો ક્ષય હોય ત્યારે ચૌદશ પુનમ વગેરેની એક દિવસમાં આરાધના થાય, પુનમ વગેરેની વૃદ્ધિ હોય ત્યારે પહેલી પુનમ વગેરેને અપર્વ રૂપ રાખી બીજી પુનમે આરાધના કરવી, ચૌદશ વગેરેને ખસેડવી નહિ, આ સનાતન વસ્તુ પુનમના પર્વપણાથી તલમાત્ર બાધ્ય થતી નથી.

ક્રિયાઓ કરે છે, તે સઘળું નિષ્ફળ જ થાય છે, તેનાથી જરા પણ નિર્જરા થતી નથી, એમ માને છે.

(આ) કેટલાકોનું વળી એમ માનવું થાય છે કે-તેઓની (અન્ય દર્શનીઓની) પણ કરેલી કષ્ટ ક્રિયાનું તરતમ ભાવે અલ્પ પણ ફળ હોય છે, સાવ નિષ્ફળતા નથી, આગમમાં કહ્યું છે કે-"અજ્ઞાની જે કર્મને ઘણાં ક્રોડ વર્ષોએ કરીને ખપાવે છે, તે કર્મને ત્રણ ગુપ્તિ-મન, વચન અને કાયગુપ્તિએ ગુપ્ત જ્ઞાની મુનિ શ્વાસોશ્વાસ માત્રમાં ખપાવે છે." 'એક આની કીંમત નથી,' ઈત્યાદિ ઉક્ત શ્લોકોનું પણ એજ-ભલે અત્યલ્પ, છતાં પણ ફલપ્રદર્શક-તાત્પર્ય છે. વળી "અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ આત્માઓ, તેમજ બાલતપસ્વી, અકામ-નિર્જરા કરનાર દેવનું આયુષ્ય ઉપાર્જન કરે છે," તથા 'સરાગ સંયમથી અને બાલતપથી દેવલોકમાં જવાય છે,' [૨૭]ચરક પરિવ્રાજક બ્રહ્મ દેવલોક સુધી જાય છે.' ઈત્યાદિ વચનોથી પણ અન્યમતિઓને થતા ક્રિયા ફલની પ્રતીતિ

---

૨૭-"तावस जा जोइसिआ, चरगपरिव्वाय बंभलोगो जा।
जा सहस्सारो पंचिंदितिरिअ जा अच्चुओ सड्ढा॥१११॥
(સંગ્રહણી ટીકા, પૃ. ૫૭/૧)

**ભાવાર્થ**—'મૂલ, કન્દ, અને ફલનો આહાર કરનારા વન-વાસિ તાપસો ઉત્કૃષ્ટથી જ્યોતિષ દેવલોક સુધી જઇ શકે છે, ધાટિ ભિક્ષાચરો, અને કપિલમતાનુયાયિ પરિવ્રાજકો પાંચમા બ્રહ્મદેવલોક સુધી જઇ શકે છે, સમ્યકત્વ, દેશવિરતિ ધારણ કરનારા પચેન્દ્રિય તિર્યંચો હસ્તિ આદિ આઠમા સહસ્રાર દેવલોક સુધી જઈ શકે છે અને દેશવિરતિમન્ત મનુષ્યો બારમા અચ્યુત ઉર્ધ્વલોક સુધી જઈ શકે છે.'

થાય છે. આથીંજ કોડિન્ન દિન્ન સેવાલિ નામના બાલતપસ્વિઓને પણ પોતપોતાના તપના અનુસારે જ ફલ મળેલું છે. સર્વથા નિષ્ફળ માનીએ તો ઉપર કહેલા સઘળાઓને ફલના અભાવની પ્રાપ્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. વળી કર્મની લઘુતા કર્યા વિના મિથ્યાત્વીઓ ૨૮ગ્રન્થિદેશ પર્યંત આવે પણ કેવી રીતે ? માત્ર અકામ નિર્જરાજ તેમાં કારણ છે એમ નથી, અન્ય કારણો પણ ભગવતીસૂત્રની ટીકામાં કહેલાં છે, જે આ પ્રમાણે—'અનુકંપા, અકામનિર્જરા, બાલ તપ, દાન, વિનય, વિભંગજ્ઞાન, સંયોગનો વિયોગ, કષ્ટ, ઉત્સવ, ઋદ્ધિ, સત્કાર.' મહાનિશીથસૂત્રમાં નાગિલના અધિકારમાં પણ આજ વસ્તુ મલી આવે છે, તે આ પ્રમાણે—"અકામ નિર્જરાથી પણ કંઈક–અલ્પ કર્મનો ક્ષય થાય છે, તો પછી અજ્ઞાન તપશ્ચર્યાથી થાય એમાં શું કહેવું ?" આમાં કોઈ શંકા કરે કે–જ્યારે શાસ્ત્રના આવા અક્ષરો છે ત્યારે "निरत्थयं तस्स" ઈત્યાદિ વાક્યોની સિદ્ધિ કેવી રીતે કરવી ? એનું સમાધાન એ છે કે–'તમારૂં કહેવું ઠીક છે, પણ ઉપર કહેલાં સઘળાં ઉત્સર્ગ સૂત્રો છે, એટલે અહિં 'ઉત્સર્ગથી અપવાદ બલવાન છે,' એજ ન્યાય અનુસરવો જોઇએ. આથી મિથ્યાદર્શનીઓને પણ બાલ તપ વગેરે અનુષ્ઠાનોનું તરતમ ભાવે કાંઇને કાંઈ ફલ મલે છે, એમ સિદ્ધ થયું.

પ્ર૦ ૪–(ઙ) તથા કેટલાએક મહાનિશીથ સૂત્રના "जे

---

૨૮–ગ્રંથિ દેશ, જીવના ગાઢ રાગ દ્વેષના પરિણામ રૂપ છે. અભવ્ય જીવો પણ યથાપ્રવૃત્તિકરણે કરીને ગ્રંથિદેશ સુધી આવી શકે છે, પરંતુ ગ્રથીનો ભેદ કરી શકતા નથી; જ્યારે ભવ્ય જીવો ઉત્તરોત્તર શુભ અધ્યવસાયમાં ચઢતા અપૂર્વકરણથી ગ્રંથિનો ભેદ કરી સમ્યક્ત્વાદિ ગુણોના ભાજન થાય છે.

યાવિ" ઇત્યાદિ પ્રસિદ્ધ આલાવાને અવલંબીને કહે છે કે-'જેઓ અન્ય પક્ષવાળાઓએ કરેલું પડતા જિનમંદિર વગેરેનું રક્ષણ, આચાર્ય, ઉપાધ્યાય વગેરે ઉપર આવેલી આપત્તિનું નિવારણ અને સાધુને ઉદ્દેશીને આપેલું દાન, સત્કાર આદિ કાર્યોને અનુમોદે છે તેઓને મોટું પાપ થાય છે, સમ્યક્ત્વ પણ ચાલ્યું જાય છે, તેથી અન્ય મતવાળાઓનાં કરેલાં યુગપ્રધાન આચાર્યની ભક્ત્યાદિ શુભ કાર્યો પણ સર્વથા અનુમોદવા લાયક નથી જ.'

(ઈ) કેટલાક વળી તેઓની સામે આ પ્રમાણે કહે છે-જેમ નયસાર, ધનશેઠ અને સંગમ વગેરે મિથ્યાત્વિઓનું પણ દાન ઘણા ગ્રન્થોમા અને પરંપરાએ કરીને અનુમોદના કરાતું માલૂમ પડે છે, તથા સર્વ તીર્થંકરો અને અતિશયવાળા સાધુઓના પારણામાં પંચદિવ્ય પ્રગટ થવાના અવસરે 'अहो दानमहो दानम्' આ પ્રમાણેનો પ્રશંસાત્મક ઉદ્‌ઘોષ પણ થાય છે. જે અનુમોદનીય ન હોય તે કરાય કેમ? અને માર્ગસ્થ તમારા જેવા સઘળા અન્ય પાસે દાન વગેરે કરાવતા દેખાઓ છો. જેમકે-"હે મહાનુભાવ! તું અમોને કાંઇક આપ, તને મહાન્ લાભ થશે" ઇત્યાદિ. અને જો આપે છે તો સંતોષ પણ થાય છે, આ પ્રમાણે સ્વયં અનુ-

લય, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, શ્રાવક આદિની ભાતપાણી દાન કરવા દ્વારા ભક્તિ કરવી, યશોગાન કરવાં, આપત્તિઓથી રક્ષણ કરવું ઈત્યાદિ છે. અને શ્રી આચારાંગાદિમાં પણ આવાં કાર્યો—"શીતથી પીડાતા સાધુને જોઇને તેની આગળ અગ્નિ જેમાં છે એવી સગડી લાવીને મૂકતાં તે કહે છે કે 'મને આ કલ્પે નહિ, પરંતુ તમે તો પુણ્યના સમૂહનું ઉપાર્જન કર્યું," ઇત્યાદિ શબ્દોથી સાક્ષાત્ અનુમોદન કરાયેલાં છે. અને જો એમ અનુમોદના ન કરાતી હોય તો શ્રી જિનશાસનની પ્રભાવના કરનારા મ્લેચ્છોની પણ અનુમોદના કેવી રીતે કરાય? ઇત્યાદિ આગ્રહ રહિત બુદ્ધિથી વિચારવું. (આ બે પ્રશ્નમાં મુકેલી ચાર બાબતોનું તાત્પર્ય શું સમજવું ?)

ઉ૦—ત્રીજા, અને ચોથા પ્રશ્નના ઉત્તર તો द्वादश जल्पपट्टकમાંથી જાણી લેવા. વળી "सव्वंपि निरत्थयं तस्स" ઇત્યાદિ વચન આપેક્ષિક હોવાથી એકાન્તવાદ નથી. અપેક્ષા મોક્ષ સ્વરૂપ ફલાભાવની છે, તે જાણવું. વળી મહાનિશીથ સૂત્રના પ્રસિદ્ધ આલાવાના આધારે એકાન્તે પરપાક્ષિકોએ કરેલ શુભ અનુષ્ઠાનની પ્રશંસાનો પ્રતિષેધ કરવો તે પણ સંગત નથી. કારણકે તેજ આલાવાના 'अहिमुहमुद्धपरिसामज्झगय(म)सलाहेज्जा'—આ વચનથી ધર્મસન્મુખ થએલ અત્યંત ભોળી ભદ્રિક પર્ષદા વિશેષમાં જ પરપાક્ષિકોએ કરેલ શુભ અનુષ્ઠાનની પ્રશંસાનો નિષેધ કર્યો છે, પરંતુ સામાન્ય પર્ષદાને આશ્રીને નિષેધ કર્યો નથી. વળી આ વિષયમાં તર્ક પ્રતિતર્ક વગેરે ઘણું કહેવા યોગ્ય છે, તેતો પ્રસંગે ભેગા થઇએ ત્યારે જ ઠીક લાગે છે. ૧-૪-૩-૪-૪૨-૪૩

પ્ર૦ ૫—દાહજ્વરવાળો કોઈ અનશન કરીને રાત્રિને વિષે પણ શું પાણી પી શકે કે તે બ્હીકે અનશનજ ન કરે ?

કિંવા અનશની શ્રાવક દિવસે પણ સચિત્ત અથવા અચિત્ત જલપાન કરી શકે ?

ઉ૦—જે અનશની રાત્રિએ પાણિનો સર્વથા ત્યાગ કરવા અસમર્થ હોય તે અનશનીએ આહારત્યાગ રૂપ અનશન તો જરૂર કરવું એમ જાણ્યું છે, તથા અનશન કરનાર શ્રાવકે અચિત્ત તે પણ ઉકાળેલુંજ પાણી પીવું જોઇએ. ૧–૪–૫–૪૪

પ્ર૦ ૬–કોઇ મરતા પક્ષાન્તરીયને કોઈ સાધુ અથવા શ્રાવક નમસ્કાર મહામંત્ર આદિ સંભળાવે તો તેને કેટલો લાભ થાય અથવા તેને પાપ લાગે, કે સમ્યક્ત્વથી ભ્રષ્ટ થાય ?

ઉ૦—ઉપકાર બુદ્ધિથી સંભળાવતા સાધુ અથવા શ્રાવકને લાભજ થાય એમ જાણ્યું છે. ૧–૪–૬–૪૫

પ્ર૦ ૭–શ્રીહરિભદ્રસૂરિજીએ બૌદ્ધોને અગ્નિમાં હોમીજ નાખ્યા, કે હોમવાનો આરંભ કરી છોડી દીધા ? અને આ અધિકાર છે કયા ગ્રંથમાં ?

ઉ૦—શ્રી હરિભદ્રસૂરિજીએ પોતાની વિદ્યાશક્તિથી સૌગતોને હોમવા માટે આકાશમાર્ગે ખેંચ્યા હતા. ગુરૂએ તે જાણ્યુ એટલે બે સાધુઓને મોકલ્યા. બે સાધુઓએ–[૨૯]"गुणसेण अग्गिसम्मा सीहाणंदाय" ઇત્યાદિ સમરાદિત્ય

---

૨૯–"गुणसेण-अग्गिसम्मा सीहा-ऽऽणन्दाय तहापिया-उत्ता ।
सिहि-जालिणि माइ-सुया धण-धणसिरिमो य पइ-भज्जा ॥
जय-विजया य सहोयर धरणो-लच्छी य तह पई-भज्जा ।
सेण-विसेणा पित्तिय-उत्ता जम्मम्मि सत्तमए ॥
गुणचंद-वाणमंतर समराइच्च-गिरिसेण पाणो उ ।
एकस्स तओ मोक्खो बीयस्स अणन्तसंसारो ॥"

ભાવાર્થ—'સમરાદિત્ય કેવલિ અને અનન્તસંસારી ગિરિસેનના જોડે ઘણા ભવો થયેલા છે તથાપિ પરસ્પરના યોગથી ઉપ-

ચરિત્રના કથનવાળી મૂલ ત્રણ ગાથા આપી. તેથી સૂરિજી બોધ પામ્યા અને બૌદ્ધોને છોડી દીધા, આ પ્રમાણે હરિભદ્રસૂરિ પ્રબંધમાં છે. પરંતુ પ્રભાવક ચરિત્રમાં તો 'પ્રતિજ્ઞાપૂર્વક [30]વાદમાં જીતાયેલ બૌદ્ધ ગુરૂએ પોતાની મેળેજ ઉકળેલા તેલની કડાહીમાં પ્રવેશ કર્યો', એ પ્રમાણે છે. વળી તેજ ગ્રંથમાં "અહીં કેટલાક આ પ્રમાણે કહે છે કે– ખરેખર હરિભદ્રસૂરિએ મહાન્ મન્ત્ર જાપના પ્રભાવથી બૌદ્ધમતના પંડિતોને ખેંચીને તપાવેલા તેલમાં હોમ્યા" એવું પણ લખેલ છે. ૧–૪–૭–૪૬

इति श्रीसकलसूरिपुरन्दरपरमगुरुतपोगच्छगगनदिनमणि–परमपूज्य–आचार्यप्रवर–सिद्धान्तमहोदधि–शासनप्रभावक–**विजयप्रेमसूरिसाम्राज्ये** तच्छिष्यरत्न–प्रवचनप्रभावक–प्रौढगीतार्थआगमप्रज्ञ–सूरिप्रवर–पूज्य–गुरुदेव–**श्रीमद्विजयजम्बूसूरिवराणामन्तेवासि मुनिश्रीचिदानन्दविजयेन** सटिप्पणकानुवादिते जगद्गुरुपूज्यपाद–श्री१००८–**विजयहीरसूरि**शिष्य–**पं. श्रीकीर्तिविजयगणि**समुच्चितश्रीविजयहीरसूरिप्रसादित **प्रश्नोत्तरसमुच्चये** प्रथमः प्रकाशः समाप्तः ।

---

ગોગી નવ ભવો હોવાથી નવ ભવો સમરાઇચ્ચિકહામાં વર્ણવેલા છે. તે આ પ્રમાણે—ગુણસેન–અગ્નિશર્માનો પ્રથમભવ, સિંહપિતા–આનન્દપુત્રનો દ્વિતીયભવ, શિખિપુત્ર–જાલિની માતાનો તૃતીયભવ, ધનપતિ–ધનશ્રીભાર્યાનો ચતુર્થભવ, જય–વિજય સહોદર તરીકેનો પંચમભવ, ધરણપતિ–ધનશ્રીભાર્યા તરીકેનો છઠ્ઠો ભવ, સેન–વિસેનનો કાકા ભત્રિજા તરીકેનો સાતમો ભવ, ગુણચંદ્ર–વાનવ્યંતરનો આઠમો ભવ, અને નવમો ભવ સમરાદિત્ય અને ગિરિસેન ચંડાળ તરીકેનો થયો હતો. છેવટે સમરાદિત્યનો મોક્ષ અને બીજાનો અનન્તો સંસાર થયો છે.'

30–इतिवचननिरुत्तरीकृतोऽसौ सुगतमतप्रभुराचचार मौनम् ।
जित इति विदिते जनैर्निपेत्ते द्रुततरमेष सुतप्ततैलकुण्डे ॥१६६॥
(પ્રભાવક ચરિત, પૃ. ૭૨)

# પ્રકાશ બીજો

## દ્વિતીય પ્રકાશે પહેલા પ્રશ્નકાર પંડિત શ્રી નગર્ષિગણિકૃત પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧–ગૃહસ્થોએ દેવમંદિરમાં કેસર વગેરેનું છાંટણું કરવું યોગ્ય છે કે નહિ ?

ઉ૦–જેમ ગૃહસ્થોને તિલક કરવું ઉચિત છે, તેમ જિનાલયમાં કેસરાદિનું છાંટણું કરવું ઉચિત જ જણાય છે. ૨–૧–૧–૪૭

પ્ર૦ ૨–બીજા દિવસની સાંઝે તે દિવસની છાસ વગેરેથી સંસ્કાર કરેલા વાસી ઓદન ત્રીજે દિવસે કલ્પે કે નહિ ?

ઉ૦—છાસ વગેરેથી સંસ્કાર કરેલા હોય તો વાસી ઓદન ત્રીજે દિવસે પણ કલ્પે છે. ૨–૧–૨–૪૮

પ્ર૦ ૩–જિનમંદિરમાંથી બહાર નીકળતા સાધુ અને શ્રાવકોને "આવસ્સહિ" કરવી યોગ્ય છે કે નહિ ?

ઉ૦–દેવમંદિરમાંથી નીકળતાં સાધુઓને હમેશાં, અને શ્રાવકોને સામાયિક, પૌષધ હોય ત્યારે "આવસ્સહિ" કહેવી યોગ્ય છે, એમ જાણવું. ૨–૧–૩–૪૯

પ્ર૦ ૪–ચોમાસાની અંદર જિનમંદિરમાં કાજો લીધા વિના દેવવંદન કરવું યુક્તિ યુક્ત છે કે નહિ ?

ઉ૦–ચોમાસામાં જિનમંદિરમાં સાધુ અને શ્રાવકોને કાજો લીધા પછી જ દેવવંદન કરવું યુક્તિ યુક્ત છે. ૨–૧–૪–૫૦

પ્ર૦ ૫-રાત્રિના સમયે જિનમંદિરમાં નાટારંભ વગેરે કરવા યોગ્ય છે કે નહિ ?

ઉ૦-જિનમંદિરમાં રાત્રિના સમયે નાટારંભ વગેરે કરવાનો નિષેધ જણાય છે. કારણ કે કહ્યું છે કે—

"રાત્રિના સમયે નન્દિ, બલિ, પ્રતિષ્ઠા, સ્નાન, રથ-ભ્રમણ; સ્ત્રીપ્રવેશ, નૃત્યલીલા. અને સાધુનો પ્રવેશ જ્યાં થઈ શકતો નથી, તે શ્રી જિનમંદિર અત્રે છે." વળી કયાંક તીર્થ વગેરેમાં જે કરાતું દેખાય છે તે કારણિક જાણવું. ૨-૧-૫-૫૧

પ્ર૦ ૬-વ્યાખ્યાન સમયે 'बइसणि ठाउं' આ પ્રમાણે આદેશ માગીને બેસનારાઓને જવું કલ્પે કે નહિ ?

ઉ૦-વ્યાખ્યાન સમયે મુખ્યવૃત્તિએ કરીને 'બેસણે ઠાઉં' એ આદેશ તેઓએ જ માગવો જોઇએ કે- જેઓ વ્યાખ્યાન સમાપ્ત થાય ત્યાં સુધી સ્થિરતાથી બેસનારા હોય, પરંતુ તેવી સ્થિરતા વિનાના બીજાઓએ એ આદેશ માગવો જોઇએ નહિ. ૨-૧-૬-૫૨

પ્ર૦ ૭-સામાન્ય દિગંબર ગૃહસ્થોને ઘેર રત્નત્રયાદિ મહોત્સવ સમયે આપણા શ્વેતાંબરીય શેઠ વગેરે શ્રાવકોને ભોજન વગેરે માટે જવું ઉચિત છે, કે અનુચિત ?

ઉ૦-આવા અવસરે વિરોધની વૃદ્ધિ જેમ ન થાય તેમ કરવું એજ તત્ત્વ છે, એકાન્તવાદ નથી. ૨-૧-૭-૫૩

પ્ર૦ ૮-પાકી આંબલી સુકવણીમાં ગણાય કે લીલવણીમાં ?

ઉ૦-પાકી આંબલી સુકવણી તરીકે જાણવી, પરંતુ લીલવણી તરીકે નહિ. ૨-૧-૮-૫૪

### બીજા પ્રકાશે પ્રશ્નકાર બીજા-પંડિત રવિસાગરગણિ-કૃત પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—પહેલા અને છેલ્લા તીર્થંકરોનુ શરીર પ્રમાણ સરખું નથી અને બલ સરખું છે તે કેમ ?

ઉ૦—પહેલા અને છેલ્લા તીર્થંકરોના શરીર પ્રમાણમાં તફાવત હોવા છતાં પણ બલમાં તફાવત નથી કેમકે—"अपरिमिय[31]बला जिणवरिंदा"–'તીર્થંકરો અપરિમિત બલના ધણી છે,' આ પ્રમાણેના આગમના વચનથી તીર્થંકર મહારાજેનું અનન્ત બલવત્પણું સરખું હોવું સમજી શકાય છે. ૨–૨–૧–૯–૫૫

પ્ર૦ ૨—સાધુ મહારાજને વિધિપૂર્વક અનુષ્ઠાન કરતાં પણ પ્રાયશ્ચિત્ત લાગવાનુ જે કહેલું છે તે સાચું છે કે જુઠું ?

ઉ૦—વિધિપૂર્વક ૧૦૦ હાથથી ઉપર ગમન કરતાં જેમ સાધુને ઈરિયાવહી પ્રતિક્રમણનુ પ્રાયશ્ચિત્ત આવે છે, તેમ આગમમાં કહેલું હોવાથી, વિધિથી કરાના કૃત્યમાં પણ પ્રાયશ્ચિત્તનુ પ્રદાન સત્યજ છે ૨–૨–૨–૧૦–૫૬

પ્ર૦ ૩—સ્ત્રીને જ્યારે અડચણ આવે છે ત્યારે તે માસિક ધર્મના ત્રણ દિવસમાં કરેલો તપ આલોયણના તપમાં વાળી શકાય કે નહિ ?

---

૩૧–"जं केसवस्स उ बलं तं दुगुण होइ चक्कवट्टिस्स।
तत्तो बला बलवगा अपरिमियबला जिणवरिंदा ॥७५॥"
(આવશ્યક નિર્યુક્તિ, પૃ. ૪૮)

ભાવાર્થ—'વાસુદેવને જે બલ હોય છે તેના કરતાં દ્વિગુણ બલ ચક્રવર્તિને હોય છે, સામાન્ય મનુષ્યો કરતાં બળદેવો બળવાન હોય છે અને શ્રી જિનવરેન્દ્રો તો અપરિમિત બલવાળા હોય છે.'

ઉ૦—ઋતુ સંબંધિ અસજ્ઝાયના ત્રણ દિવસમાં કરેલો તપ આલોયણના તપમાં ગણી શકાય નહિ. ૨-૨-૩-૧૧-૫૭

પ્ર૦ ૪—દિવસ વગેરેની પોરસી પ્રમાણ કાલ ૬ ઘડી થયા બાદ દશવૈકાલિકાદિ સૂત્ર ગણવાં સુઝે કે નહિ?

ઉ૦—દિવસ અને રાત્રિની ચાર સંધ્યા[૩૨] વર્જીને બધા વખતે દશવૈકાલિકાદિ સૂત્રનું ગણવું સુઝે છે. ૨-૨-૪-૧૨-૫૮

પ્ર૦ ૫—ભગવતીજી મહાસૂત્રના પાંચમા શતકમાં[૩૩] ચાર પ્રમાણ કહ્યાં છે અને [૩૪]રત્નાકરાવતારિકામાં બે કહ્યાં છે, તેનું કેમ?

---

૩૨-કેટલાક આચાર્યોના મતે સૂર્યોદય પહેલાંની ૧ ઘડી અને પછીની ૧ ઘડી, બીજા આચાર્યોના મતે સૂર્યોદય પહેલાંની ૨ ઘડી અને કેટલાક આચાર્યોના મતે સૂર્યોદય પછીની ૨ ઘડી, આ પ્રમાણેની (૧) દિન સંધ્યા, (૨) મધ્યાન્હ સંધ્યા, (૩) દિન સંધ્યા પ્રમાણે ત્રણ પ્રકારની સાયંકાલની સંધ્યા અને (૪) મધ્ય રાત્રિની સંધ્યા, એમ ચાર સંધ્યા છે.

૩૩-"से किं तं पमाणे? पमाणे चउव्विहे पण्णत्ते, तं जहा-पच्चक्खे अणुमाणे ओवम्मे आगमे।"

(ભગવતી સૂત્ર, પૃ. ૩૯૯)

ભાવાર્થ—'હે ભગવન્! પ્રમાણ કેટલાં છે? પ્રમાણ ચાર પ્રકારનાં છે. ૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ ઉપમાન અને ૪ આગમ પ્રમાણ.'

૩૪-"तद् द्विभेदं प्रत्यक्षं च परोक्षं च।"

(રત્નાકરાવતારિકા પૃ. ૪૭)

ભાવાર્થ—'પ્રમાણના બે ભેદ છે-૧ પ્રત્યક્ષ અને ૨ પરોક્ષ.'

ઉ૦—ભગવતીજીના પાચમા શતકમા ચાર પ્રમાણ કહ્યા છે અને રત્નાકરાવતારિકામા અનુમાન, આગમ અને ઉપમાન, આ ત્રણ પ્રમાણોનો પરોક્ષ પ્રમાણમા સમાવેશ કરેલો હોવાથી બે પ્રમાણ કહ્યા છે એમ જાણવું ૨-૨-૫-૧૩-૫૯

પ્ર૦ ૬—ભગવતીજીના નવમા શતકમા જણાવેલા [૩૫]અસોચ્ચા કેવલી ધર્મનો ઉપદેશ આપે કે નહિ?

ઉ૦—'એકાદ દૃષ્ટાત અથવા એકાદ પ્રશ્નોત્તર સિવાય ધર્મોપદેશ તેઓ ન આપે' એમ શ્રીભગવતીના તે સ્થલમાજ કહેલુ છે ૭-૨-૬-૧૪-૬૦

બીજા પ્રકાશે પ્રશ્નકાર ત્રીજા-પંડિત શ્રી વિવેકહર્ષ-ગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—ઠાણાગસૂત્રના ચોથા ઠાણામા અન્તક્રિયાના અધિકારમા "दीहेण परियायण" આ પ્રમાણે જ સૂત્રમા બન્ને ઠેકાણે પાઠ છે, અને ઉપર્યુક્ત સૂત્રની ટીકામાં સનત્કુમારની અન્તક્રિયામા दीर्घतरेण આ પ્રમાણે કહીને વ્યાખ્યા કરી છે, અને સૂત્રપાઠની સગતિ પણ તે રીતે જ થાય છે, એમ ન કહે તો સનત્કુમાર ચક્રવર્તિને તે ભવમા જ મોક્ષ પ્રાપ્ત થવાની આપત્તિ આવે, તો પછી સૂત્રમા तर શબ્દનો પ્રયોગ કેમ નથી કર્યો ?

ઉ૦—ઠાણાગ સૂત્રના ચોથા ઠાણામા અન્તક્રિયાના અધિ

૩૫- से ण भंते ? केवलि पन्नत्तं धम्मं आघवेज्ज वा पन्नवेज्ज वा परूवेज्ज वा ? नो तिणट्ठे समट्ठे णण्णत्थ एग ण्णाएण वा एगवागरणेण वा।' (ભગવતી સૂત્ર, ( ૪૩૪)

કારમાં "दीहेणं ३६परीआपणं" આ પ્રમાણે જ ( પહેલી અને ત્રીજી અન્તક્રિયારૂપ ) બન્ને ઠેકાણે પાઠ છે, તો પણ જે સનત્કુમારની અન્તક્રિયાના અધિકારમાં दीर्घतरेण એવી વ્યાખ્યા કરી, અને ભરત ચક્રવર્તિની અન્તક્રિયાના અધિ-

૩૬–"तत्थ खलु पढमा इमा अंतकिरिया ××× तहप्पगारे पुरिसज्जाते दीहेणं परितातेणं सिज्झति बुज्झति मुच्चति परिणिव्वाति सव्वदुक्खाणमंतं करेइ जहा से भरहे राया चाउरंत चक्कवट्टी, पढमा अंतकिरिया ××× अहावरा तच्चा अंतकिरिया, महाकम्मे पच्चायाते यावि भवति, सेणं मुंडे भवित्ता अगारातो अणगारियं पव्वतिते, जहा दोच्चा, नवरं दीहेणं परितातेणं सिज्झति जाव सव्वदुक्खाणमंतं करेति, जहा से सणंकुमारे राया चाउरंत चक्कवट्टी।"

(ઠાણાંગ સૂત્ર, પૃ૦ ૧૬૯)

ભાવાર્થ—'કર્મ અથવા ભવના અન્ત કરવારૂપ અન્તક્રિયાના ૪ પ્રકાર છે. (૧) તથા પ્રકારનો તપ તેમજ તથા પ્રકારની પરિષહાદિજનિત વેદના ન હોય અને દીર્ઘ પ્રવ્રજ્યા પર્યાયથી સિદ્ધ થાય, (૨) વિશિષ્ટ તપ અને તથા પ્રકારની પરિષહાદિ જનિત વેદના હોય અને અલ્પ જ પ્રવ્રજ્યા પર્યાયથી મુક્તિ થાય, (૩) પ્રકૃષ્ટ તપ તેમજ પ્રકૃષ્ટ પરિષહાદિ જનિત વેદના હોય અને દીર્ઘ સયમ પર્યાયથી મોક્ષ થાય, (૪) તથા પ્રકારનો તપ અને તથા પ્રકારની પરિષહાદિ જનિત વેદના ન હોય અને અલ્પ દીક્ષા પર્યાયથી નિર્વાણ પદ પામે તે છે. શું કોઈ તથા પ્રકારનો તપ અને તથા પ્રકારની વેદના વિના દીર્ઘ પર્યાયથી પણ સિદ્ધ થયા છે ? આ શંકાના નિરાકરણ માટે સૂત્રકાર મહર્ષિ જણાવે છે કે—જેમ ચાતુરન્ત ચક્રવર્તિ પ્રથમ જિનના પ્રથમ નન્દન પૂર્વભવમાં અલ્પ બનાવેલાં કર્મોવાળા ભરત મહારાજા સર્વાર્થ સિદ્ધ વિમાનથી ચ્યવીને ચક્રવર્તિ તરીકે

કારમાં दीर्घतरेण[37] એવી વ્યાખ્યા ન કરી, તે, "व्याख्यातो विशेषार्थप्रतिपत्तिः"–'વ્યાખ્યા દ્વારા વિશેષ અર્થનો બોધ થાય છે,' આ ન્યાય હોવાથી જ જાણવું. સૂત્રમાં જે 'तर' શબ્દનું ગ્રહણ નથી કર્યું તે તો "सोपस्काराणि सूत्राणि"–'સૂત્રો કાંઇને કાંઇ સસ્કારને યોગ્ય હોય છે', આ ન્યાય જણાવવા માટે છે. ૨-૩-૧-૧૫-૬૧

પ્ર૦ ૨–કલ્પકિરણાવલીમાં પ્રથમ પહેલા ચાતુર્માસમાંજ તાપસના આશ્રમમાંથી વિહાર કરતાં *"नाऽप्रीतिमद्गृहे-वासः[38]"*–જેના ઘરમાં રહેતાં અપ્રીતિ ઉપજે તેના ઘરમાં

---

ઉત્પન્ન થઇને રાજ્યાવસ્થામાં જ કેવલજ્ઞાન ઉપાર્જિને લાખ પૂર્વનો પ્રવ્રજ્યા પર્યાય પાલીને તથાવિધ તપ અને વેદના વિનાજ સિદ્ધ થયા છે.'

૩૭–" 'अहावरे'त्यादि कण्ठयं, यथाऽसौ सनत्कुमार इति चतुर्थचक्रवर्ति, स हि महातपा महावेदनश्च सरोगत्वात् दीर्घतरपर्यायेण सिद्धः, तद्भवे सिद्धयभावेन भवान्तरे सेत्स्य-मानत्वादिति " (ઠાણાંગ સૂત્રવૃત્તિ, પૃ. ૧૭૧/૧)

ભાવાર્થ—'ચારિત્રમાં રોગો સહન કર્યો હોવાથી અને તે ભવમાં સિદ્ધ થયા નથી પણ ભવાન્તરમાં સિદ્ધ થશે, તે માટે સનત્કુમાર ચક્રવર્તિ મહાતપવાળા અને મહાવેદનાવાળા વધારે દીર્ઘ-પર્યાયથી સિદ્ધ થયા જાણવા.'

૩૮–"नाप्रीतिमद्गृहे वासः १, स्थेयं प्रतिमया सदा २।
न गेहिविनयः कार्यः३, मौनं४ पाणौ च भोजनम्५ ॥१०॥"
(કલ્પ કિરણાવલી, પૃ. ૧૦૧)

ભાવાર્થ—'ભગવાન મહાવીરે જે પાંચ અભિગ્રહો સ્વીકાર્યા હતા તે આ પ્રમાણે છે—(૧) જેને અપ્રીતિ ઉપજે તેની વસતિમાં

રહેવું નહિ” ઇત્યાદિ પાઠથી પાંચ અભિગ્રહોને ધારણ કરનારા ભગવાનને મૌન ગ્રહણ કરનાર તરીકે કહ્યા છે અને પછી 'તેઓએ સ્વમુખે ઉત્પલ નૈમિત્તિકને માલા સ્વપ્નનો અર્થ કહ્યો છે, તેમજ તલની ઉત્પત્તિ વગેરે સ્થલોમાં ઘણી વાર ગોશાલાની સાથે બોલ્યા છે,' એમ પણ જણાવ્યું છે, તો તે કેવી રીતે ઘટે?

ઉ૦—કલ્પકિરણાવલીમાં પહેલા ચોમાસામાં પાંચ અભિગ્રહો ધારણ કર્યા હોવાથી પ્રભુને મૌની કહ્યા છે, તો પણ 'દશ સ્વપ્નના અધિકારમાં ઉત્પલની સન્મુખ માલા સ્વપ્નનો અર્થ કહ્યો છે, તેમજ તલની ઉત્પત્તિ વગેરે સ્થલોમાં ઘણી વાર ગોશાલાની સાથે બોલ્યા છે, તે કેમ?' આવી શંકા કરવી યુક્તિયુક્ત નથી. કારણ કે—ભગવાને તથા પ્રકારના દ્રવ્ય, ક્ષેત્રાદિના અભિપ્રાયથી મૌન સ્વીકાર્યું હશે કે જેથી અભિગ્રહનો લેશ માત્ર પણ ભંગ થાય નહિ. ૨–૩–૨–૧૬–૬૨

પ્ર૦ ૩—આષાઢ સુદ ૧૪ એ ઉનાળાની ચોમાસીનો દિવસ છે, એ સિદ્ધાંત છે. અને તેજ પ્રમાણે આગળ ૫૦ દિવસે સંવત્સરીની વ્યવસ્થા છે, તો પણ કલ્પકિરણાવલીમાં અષાઢ[૩૯]સુદ ૧૪ થી આરંભીને ભાદરવા સુદ ૪ સુધી એમ કહ્યું છે, તે કેમ ઘટે? કારણ કે ૫૧ દિવસ થાય છે.

નહિ રહેવું, (૨) હમેશાં પ્રતિમા–કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહેવું, (૩) ગૃહસ્થોનો વિનય કરવો નહિ, (૪) મૌન રહેવું, અને (૫) હાથમાં ભોજન લઈને વાપરવું.'

૩૯–"तत्र दिनानां पञ्चाशदाषाढसितचतुर्दश्या आरभ्य भाद्रसितचतुर्थ्यन्तम् ।" (કિરણાવલી, પૃ. ૪)

ઉ૦—કલ્પકિરણાવલીમા[૪૦] આષાઢ સુદ ૧૪ થી આરંભીને ભાદરવા સુદ ૪ સુધી જે કહ્યું છે, આમાં ૧૪ ને અવધિ તરીકે રાખી હોવાથી તે દિવસની ગણનામાં ગણાય નહિ, એટલે ૧૫ થી ગણતાં ૫૦ દિવસ જ થાય છે, તે જાણવું. ૨-૩-૩-૧૭-૬૩

પ્ર૦ ૪—શ્રી આચારાંગ સૂત્રમાં મહાવીર પ્રભુના માતા પિતા કાલ કરીને બારમા સ્વર્ગે ગયા છે એમ સ્પષ્ટ જણાવ્યું છે પરંતુ કોઈ પણ સૂત્ર ગ્રંથમાં ચોથા સ્વર્ગે ગયાનો પાઠ મલતો નથી, તો પણ પ્રકરણાદિ અનેક ગ્રંથોમાં મુખ્યપણે

---

૪૦-ઉ. શ્રીધર્મસાગરજીને અને તેમના સઘળા ગ્રંથોને સર્વથા અપ્રામાણિક માનનારાઓએ આ પ્રશ્નોત્તર વિચારવો. જો સર્વથા તેઓ અપ્રમાણિકજ હોત તો કલ્પકિરણાવલી કે જે ઉ. શ્રીધર્મસાગરનીજ બનાવેલી છે તેના શંકિત સ્થલ માટે ઉત્તરદાતા આચાર્ય મહારાજ શ્રીવિજયહીરસૂરિજી સત્યતાની સિદ્ધિ કરત નહિ, એ એક વાત. બીજુ, આજે તિથિવાદમાં અસત્ય પક્ષમાં પડેલાઓ પંચાંગમાં તિથિની ક્ષય વૃદ્ધિ આવી હોય ત્યારે ઉદય તિથિઓની પણ કલ્પિત ફેરફારી કરી નાખે છે, તેમણે સમજવું જોઇએ કે-તેમ કરવાથી ચોમાસીથી સંવત્સરી વગેરેના દિવસો મળી શકશે નહિ. તથા તેઓ આરાધક આત્માઓ ઉપર જે અગીઆર અને તેર પર્વી માનવાનો આક્ષેપ કરે છે તે પણ જુઠ્ઠો છે. કારણ કે આ પ્રશ્નોત્તર સાબીત કરે છે કે ઉપર્યુક્ત દિનગણનામાં વારથી દિવસો ગણાતા નથી કિન્તુ તિથિઓમથી દિવસો ગણાય છે, એટલે ક્ષીણ તિથિને ઉડાવી દેવાતી નથી તેમજ વૃદ્ધિ તિથિને વધારે ગણવામાં આવતી નથી. વારથી દિન ગણના કરી તિથિવાદનો ઝઘડો ઉપાડનારા તો શાસ્ત્રના સાચેજ અજ્ઞાન જીવો છે.

ચોથા દેવલોકમાં ગયાનું વચન છે, અને શ્રી આચારાંગની સંમતિ ગૌણરૂપે છે, તેનું કારણ શું?

ઉ૦—ભગવાન્ મહાવીરના માતા પિતા કાલકરીને બારમા દેવલોકે ગયા છે એવું વચન શ્રી આચારાંગમાંજ છે, ચોથા દેવલોકમાં ગયાનું વચન તો શ્રી [૪૧]પ્રવચન સારોદ્ધારાદિ ઘણા ગ્રંથોમાં છે. આ વિષયમાં 'તત્ત્વકેવલી જાણે' એમ પ્રાચીન ગ્રન્થકારોએ કહ્યું છે. પ્રધાનપણે 'ચોથા દેવલોકમાં ગયા' એવું વચન તો ઘણા ગ્રન્થોમાં તેનું શ્રવણ હોવાથી જાણવું. ૨-૩-૪-૧૮-૬૪.

પ્ર૦ ૫—ઔપપાતિક ઉપાંગમાં અંબડ પરિવ્રાજકના આલાવામાં "अन्नउत्थिअपरिग्गहिआणि चेइआणि वा"—"અન્ય તીર્થિકોએ સ્વાધીન કરેલાં ચૈત્યો", આ પ્રમાણે સૂત્રપાઠ છે, "चैत्यानि अर्हत्प्रतिमाः"– 'ચૈત્ય એટલે અર્હત્પ્રતિમા', આ

---

૪૧-"अट्ठण्हं जणणीओ तित्थयराणं तु हुंति सिद्धाओ ।
अट्ठय सणंकुमारे माहिंदे अट्ठ बोद्धव्वा ॥३२५॥
नागेसुं उसहपिया सेसाणं सत्त हुंति ईसाणे ।
अट्ठ य सणंकुमारे माहिंदे अट्ठ बोद्धव्वा ॥३२६॥
(પ્રવચનસારોદ્ધાર, પૃ० ९५)

ભાવાર્થ—'આઠ તીર્થંકરની માતાઓ સિદ્ધિપદ પામેલી છે, આઠ તીર્થંકરની માતાઓ ત્રીજા સનત્કુમાર દેવલોકમાં ગએલી જાણવી અને આઠ તીર્થંકરોની માતાઓ ચોથા મહેન્દ્ર સ્વર્ગમાં ગએલી છે એમ જાણવું. ઋષભદેવના પિતા નાગકુમારમાં અને સાત તીર્થંકરોના પિતા બીજા ઈશાન દેવલોકમાં અને આઠ તીર્થંકરોના પિતા ત્રીજા સનત્કુમાર સ્વર્ગમાં અને બીજા આઠ તીર્થંકરોના પિતાઓ ચોથા મહેન્દ્ર દેવલોકમાં ગએલા છે એમ જાણવું'.

પ્રમાણે ટીકાના અભિપ્રાયથી પણ સૂત્રમાં "अरिहंत" પદ દેખાતું નથી, તેથી અહિં જેવો પાઠ હોય તેવો જણાવવા કૃપા કરશો ?

ઉ૦—ઓપપાતિક ઉપાંગમાં અંબડ શ્રાવકના અધિકારમાં "अन्नउत्थिअ[४२]परिग्गहिआणि चेइआणि वा" આ પ્રમાણેના આલાવામાં "अरिहंत" પદ કોઈક જ પ્રતમાં દેખાય છે, બધી પ્રતિઓમાં દેખાતું નથી, એ હેતુથી ટીકાકારે 'ચૈત્ય એટલે અરિહંતની પ્રતિમા' એવો જ અર્થ કર્યો હોય એમ સંભાવના થાય છે. ૨–૩–૫–૧૯–૬૫

બીજા પ્રકાશે પ્રશ્નકાર ચોથા
પંડિત શ્રીદેવવિજયગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—"इक्कारस अंगाइं बारं उवंगाइं दस पइन्नाइं"– '૧૧ અંગ, ૧૨ ઉપાગ અને ૧૦ પયન્ના', આ ગાથામાં કહેલા પયન્નાઓ કયા ?

ઉ૦—"इक्कारस अंगाइं" આ ગાથા કોઈ ગ્રંથમાં હોય

---

૪૨—अम्मडस्स णो कप्पइ अन्नउत्थिया वा अण्णउत्थियदेवयाणि वा अण्णउत्थियपरिग्गहियाणि वा चेइयाइं वंदित्तए वा णमंसित्तए वा जाव पज्जुवासित्तए वा णण्णत्थ अरिहंते वा अरिहंतचेइयाइं वा । (ઔપપાતિક સૂત્ર, પૃ. ૭૯)

ભાવાર્થ—'અંબડ પરિવ્રાજકને અરિહંત અને અરિહંતના ચૈત્યોને વંદન, નમન, યાવત્ પર્યુપાસન કરવું કલ્પે પણ તે સિવાય અન્યતીર્થિકો, અન્યતીર્થિક દેવો અને અન્યતીર્થિક પરિગૃહીત ચૈત્યોને વંદન, નમન, યાવત્ પર્યુપાસન વગેરે કરવું કલ્પતું નથી, એવો નિયમ હતો.'

એમ જાણ્યું નથી, તેથી દશ પયન્નાઓનાં જુદાં નામો ગ્રંથમાં નથી. ૨-૪-૧-૨૦-૬૬

પ્ર૦ ૨—ચાર મૂલસૂત્રો કયાં ?

ઉ૦—આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, અને ઓઘનિર્યુક્તિ, આ ચાર મૂલસૂત્રો છે. ૨-૪-૨-૨૧-૬૭

પ્ર૦ ૩—છ છેદ ગ્રંથો કયા ?

ઉ૦—નિશીથ, મહાનિશીથ, દશાશ્રુતસ્કંધ, બૃહત્કલ્પ, વ્યવહાર, અને પંચકલ્પ આ છ છેદ ગ્રંથો છે. ૨-૪-૩-૨૨-૬૮

બીજા પ્રકાશે પ્રશ્નકાર પાંચમા-પંડિત જિનાનંદગણિના પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—શ્રાવકોને અટ્ઠમ સુધીના પચ્ચખ્ખાણમાં ભાતનું ઓસામણ કલ્પે કે નહિ ?

ઉ૦—શ્રાવકોને અટ્ઠમ સુધીના પચ્ચખ્ખાણમાં આચરણાનો અભાવ હોવાથી ભાતનું ઓસામણ કલ્પે નહિ. ૨-૫-૧-૨૩-૬૯

પ્ર૦ ૨—તે દિવસની કરેલી ગોલપાપડી કઈ વિગઈમાં ગણાય ?

ઉ૦—તે દિવસની બનાવેલી ગોલપાપડી ઘી અને ગોલ વિગઈમાં ગણાય, એવો વૃદ્ધ વ્યવહાર છે. ૨-૫-૨-૨૪-૭૦

બીજા પ્રકાશે પ્રશ્નકાર છઠ્ઠા-પંડિત શ્રીયશોવિજયજી ગણિના પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—પ્રતિક્રમણ કરવા ઇચ્છતો ગૃહસ્થના આચારને સેવનાર કોઈ સાધુવેષધારી શું સામાયિક ગ્રહણ કરવા પૂર્વક પ્રતિક્રમણ કરે કે ચૈત્યવંદનથી શરૂ કરે ?

ઉ૦—ગૃહસ્થના આચારને સેવનાર સાધુવેષધારી મુખ્યવૃત્તિથી સામાયિક ગ્રહણ કરીને અર્થાત્ કરેમિ ભંતે ઉચ્ચરીને પ્રતિક્રમણ કરે. ૨-૬-૧-૨૫-૭૧

પ્ર૦ ૨—શીત અને ઉષ્ણકાલમાં અર્થાત્ ઋતુબદ્ધ આઠ મહિનામાં ગૃહસ્થોને જિનમંદિરમાં દેવવંદન કાજો કાઢીને કરવું કલ્પે કે પ્રમાર્જીને કરવું કલ્પે ?

ઉ૦—શિયાળા અને ઉનાળામાં ગૃહસ્થોને જિનાલયમાં દેવવંદન નિમિત્તે કાજો કાઢવો પડે એવો નિયમ નથી, તેથી જો કોઈ દેવવંદન કરતા હોય તો ભલે કરે. ૨-૬-૨-૨૬-૭૨.

બીજા પ્રકારે પ્રશ્નકાર સાતમા-ફરીથી પંડિત નગર્ષિગણિના પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—"सत्तट्ठगुरुपरंपरकुसीले एगबितिगुरुपरंपर कुसीलेय" આ પ્રમાણે શ્રી મહાનિશીથ સૂત્રના ત્રીજા અધ્યયનની શરૂઆતના પ્રસ્તાવમાં જે પાઠ છે, તેનો શો અર્થ છે?

ઉ૦—"સાત, આઠ ગુરૂ પરંપરાથી કુશીલપણું ચાલ્યું આવતું હોય અને એક બે કે ત્રણ ગુરૂપરંપરાથી કુશીલપણું ચાલ્યું આવતું હોય","અહિં બે વિકલ્પોનું પ્રતિપાદન કરવાથી એમ જણાય છે કે-એક બે કે ત્રણ પાટથી કુશીલપણું ચાલ્યું આવતું હોય છતાં ય તેમાં સાધુ સામાચારી સર્વથા નાશ પામી નથી, તેથી જો કોઈ ક્રિયા ઉદ્ધાર કરે તો અન્ય સાંભોગિક સાધુઓ (માંડલી વ્યવહારવાળા) પાસેથી ચારિત્રની [૪૩]ઉપસંપદા ગ્રહણ કર્યા વિના પણ ચાલી

૪૩—ઉપસંપદા-જ્ઞાનાદિ નિમિત્તે સુવિહિત આચાર્ય પાસે જઈ તેમની નિશ્રા સ્વીકારવી, તે પાંચ પ્રકારની છે-(૧) શ્રુતોપસંપદા.

શકે છે; પરંતુ ચાર આદિ ગુરૂપરંપરાથી કુશીલપણું ચાલ્યું આવતું હોય તો સાંભોગિક સાધુઓ પાસેથી ચારિત્રની ઉપસંપદા ગ્રહણ કરીને જ ક્રિયા ઉદ્ધાર કરી શકે, અન્યથા નહિ. ૨-૭-૧-૨૭-૭૩

પ્ર૦ ૨—મહાવિદેહની વિજયોમાં કેવલિ તીર્થંકરો જ્યારે વિચરતા હોય ત્યારે અન્ય તીર્થંકરોનો જન્મ થાય કે એ તીર્થંકરોના મોક્ષ ગયા બાદ થાય ?

ઉ૦—મહાવિદેહની વિજયોમાં વિચરતા એવા કેવલિ અથવા છદ્મસ્થ તિર્થંકરો હોય ત્યારે અન્ય તીર્થંકરોનો જન્મ વગેરે ન થાય. ૨-૭-૨-૨૮-૭૪

પ્ર૦ ૩—ચાતુર્માસની અંદર જ્યારે તીર્થંકરો નગર, ગામ વગેરેની મધ્યમાં અવસ્થાન કરે ત્યારે વ્યાખ્યાન અવસરે યોજન પ્રમાણ ક્ષેત્રમાં 'આઠ પ્રાતિહાર્યો ( અતિશય વિશેષો ) હમેશાં પ્રભુની સાથે જ હોય' એવું કહેલું હોવાથી દેવો પુષ્પનો પ્રકર કરે કે નહિ ? જો પુષ્પનો પ્રકર કરે એમ કહેવામાં આવે તો લોકોના ઘર વગેરેમાં તે શી રીતે સંભવે ?

ઉ૦—ચાતુર્માસમાં તીર્થંકરોનું નગર વગેરેમાં અવસ્થાન પ્રાયે કરીને થતું નથી. અને જો કદાચિત્ થાય તો દેવો ઉચિતતાનું ઉલ્લંઘન કર્યા વિનાજ પુષ્પનો પ્રકર કરે એમ સંભાવના થાય છે. જો એમ ન માનીએ તો પ્રાતિહાર્યોનો નિયમ બની શકે નહિ. ૨-૭-૩-૨૯-૭૫

(૨) સુખદુઃખોપસંપદા, (૩) ક્ષેત્રોપસંપદા, (૪) માર્ગોપસંપદા, અને (૫) વિનયોપસંપદા.

પ્ર૦ ૪—ચાતુર્માસમાં દેવો સમવસરણની રચના કરે કે નહિ ? તથા નગરની અંદર બાર પર્ષદાનો સમાવેશ શી રીતે થાય ?

ઉ૦—ચોમાસામાં સમવસરણની રચના દેવતાઓ કરેજ એવો નિયમ નથી. કોઇ વખતે કરે અને કોઇ વખતે ન પણ કરે. પરંતુ બારે પર્ષદા તો નિયત છે જ, તેથી નગરમાં પણ તે સુખપૂર્વક માઇ શકે છે, એમ લાગે છે. ૨–૭–૪–૩૦–૭૬

પ્ર૦ ૫—ગર્ગાચાર્યે તજેલા ૫૦૦ સાધુઓમાં સ્વેચ્છાચારીપણું હોવાથી સાધુપણું માની શકાય કે કેમ ?

ઉ૦—ગર્ગાચાર્યે ત્યાગ કરેલા ૫૦૦ શિષ્યોમાં વ્યવહાર દૃષ્ટિએ સાધુપણું હોવા છતાં પણ પરમાર્થ દૃષ્ટિએ સાધુપણાનો અભાવજ માની શકાય છે. ૨–૭–૫–૩૧–૭૭

પ્ર૦ ૬—જ્યારે ગામ, નગર, અને દેશ વગેરેની સ્થાપના ભરતે કરેલી છે ત્યારે તે વખતે "वहली अडम्वइल्ला" ઇત્યાદિ દેશ, નગર, અને ગામ વગેરેમાં છદ્મસ્થ ભગવાન વિચર્યા એવું દેશાભિધાન શી રીતે કહ્યું ? કેમકે તે વખતે તો નામ પડ્યું ન હતું.

ઉ૦—ભગવંતે જ્યારે પોતાના પુત્રોને રાજ્ય આપ્યું તે અવસરે દેશ વગેરેના નામની સ્થાપના કરી હતી માટે "वहली अडम्वइल्ला" ઇત્યાદિ દેશોમાં છદ્મસ્થ ભગવાન વિચર્યા તેમાં કોઇ શંકાનું કારણ નથી. ૨–૭–૬–૩૨–૭૮

### બીજા પ્રકાશે પ્રશ્નકાર આઠમા
### પંડિત ડાહર્ષિગણિના પ્રશ્ન અને તેનો ઉત્તર

પ્ર૦ ૧—'શુદ્ધ મન વચન અને કાયાથી આરાધના કરાયેલ સાધુ સર્વ સુખ આપે છે, અને વિરાધના કરાયેલ સાધુ તીર્યંચ અને નારકીઓના અનલ્પ-ઘણાં દુઃખો આપે છે'. (૯૦) 'મહાસત્ત્વશાલી ચારિત્ર સંપન્ન સાધુઓ તો દૂર રહો, પરંતુ ક્રિયા વિહીન, અને ગુણને નહિ જાણનારા એવા પણ મુનિ કોઇ પણ વખતે વિરાધવા યોગ્ય નથી.' (૯૧) 'જેવા તેવા પણ વેષધારી મુનિને જોઇને ગૃહસ્થે પુન્યની ઇચ્છાથી ગૌતમ પ્રભુની જેમ પૂજવા જોઈએ' (૯૨).'મુનિનો વેષ વંદનીય છે, શરીર વંદનીય નથી, માટે પુણ્યશાલી મનુષ્યે સાધુવેષને જોઈને તેઓની પૂજા ભક્તિ કરવી જોઇએ.' (૯૩) 'ક્રિયાવિહીનની પણ જો પૂજા કરવામાં આવે તો શરમથી પણ વ્રતને ધારણ કરી રાખનાર પણ બને છે, પરંતુ સુંદર ક્રિયા કરનારો હોય તથાપિ જો અવજ્ઞા કરવામાં આવે તો વ્રતમાં મન્દ આદર વાળો થઈ જાય છે.' (૯૪) 'જે મનુષ્ય સાધુને જોઇને નમસ્કાર કરતા નથી તેઓનું દાન, દયા, ક્ષમા અને સામર્થ્ય સર્વ ગુણો સિદ્ધિ કરનારા થતા નથી.' (૯૫) 'માટે જૈન લિંગને ધારણ કરનાર સાધુઓની શુદ્ધ મન, વચન અને કાયાથી આરાધના કરવી પરંતુ તેઓની પોતાના સ્વાર્થનો વિઘાત કરનારી નિન્દા તો સર્વથા નહિ જ કરવી' (૯૬) 'હે રાજન્! તને કોઢ રોગ થયો તેનું સ્પષ્ટ કારણ જો કોઈ પણ હોય તો મુનિની વિરાધના છે. માટે ક્રોધે ભરાયેલા મુનિની પણ તું વિરાધના કદાપિ કરીશ નહિ'. (૯૭) આ પ્રમાણે 'શ્રી વૃદ્ધ શત્રુંજય માહાત્મ્યના

બીજા સર્ગમાં શ્લોકો છે. એ શ્લોકોમાં કેવલ વેષ માત્રને ધારણ કરનારો પણ મુમુક્ષુ વંદન કરવા યોગ્ય છે અને ગૌતમ સ્વામિની માફક પૂજા કરવા યોગ્ય છે, તે કઇ રીતે અને કયા કારણથી કહ્યું છે ?

ઉ૦—'दत्तेऽसौ सर्वसौख्यानि' ઇત્યાદિ શત્રુંજય માહાત્મ્યના બીજા સર્ગની અંદરના શ્લોકો કારણિક વિધિને આશ્રીને અથવા તીર્થ પ્રભાવનાની બુદ્ધિથી કર્યા હોય એમ સંભવે છે, માટે કાંઇ દોષ નથી. ૨-૮-૧-૩૩-૭૯

બીજા પ્રકારે પ્રશ્નકાર નવમા-વટપલ્લીય
પંડિત પદ્મવિજય ગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—પખ્ખિ વગેરે પ્રતિક્રમણમાં ચૈત્યવંદનથી આરંભીને કયા સૂત્ર સુધી પંચેન્દ્રિય જીવની છીંક નિવારાય છે?

ઉ૦—પખ્ખિ વગેરે પ્રતિક્રમણમાં ચૈત્યવંદનથી આરંભીને "इच्छामो अणुसट्ठिं" સુધી અર્થાત્ છ આવશ્યક સુધી પંચેન્દ્રિની છીંક નિવારણ કરાતી પરંપરાથી જોવાય છે, પરંતુ તેવા પ્રકારના સ્પષ્ટ અક્ષરો દેખાતા નથી. ૨-૯-૧-૩૪-૮૦

પ્ર૦ ૨—પખ્ખિ વગેરે પ્રતિક્રમણ કરતાં છીંક આવી હોય ત્યારે કયાંથી કયાં સુધી ફરીથી પ્રતિક્રમણ કરાય છે ?

ઉ૦—પખ્ખિ પ્રતિક્રમણે કરતાં પખ્ખિ અતિચારની આલોચના પહેલાં જો છીંક આવે અને અવસર હોય તો ચૈત્યવંદનથી આરંભીને ફરીથી કરવું જોઈએ, આ પ્રમાણે વૃદ્ધ સંપ્રદાય છે. ૨-૯-૨-૩૫-૮૧

પ્ર૦ ૩—વાંદણાં દેતાં ગુરૂના પાદનું ચિંતન કયાં કરવું?

ઉ૦—વન્દનના અવસરે મુહપત્તિ અથવા રજોહરણને

વિષે જ્યાં વંદનક અપાય છે ત્યાં ગુરૂચરણોનું ચિંત્વન કરાય છે. ૨-૯-૩-૩૬-૮૨

પ્ર૦ ૪—'સત્ત્વની વિરાધનાના પાપ કરતાં એક ભૂતની વિરાધનાનું પાપ અસંખ્યગુણું છે, અને ભૂતની વિરાધનાના પાપ કરતાં એક પ્રાણુની વિરાધનાનું પાપ સંખ્યાતગુણું છે, પ્રાણુ શબ્દથી બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિન્દ્રિય આવી શકે છે, જેમ જેમ ઇંદ્રિયો વધારે તેમ તેમ તેની વિરાધનાનું પાપ વધારે લાગે છે, એટલે બેઇંદ્રિયની વિરાધનાનું પાપ સંખ્યાતગુણું છે, તેના કરતાં તેઇંદ્રિયની વિરાધનાનું પાપ લાખગુણું છે, તેની અપેક્ષાએ ચતુરિન્દ્રિયની વિરાધનાનું પાપ હજારગુણું છે, અને તેની અપેક્ષાએ પંચેન્દ્રિયની વિરાધનાનું પાપ સોગુણું જાણવું.' (૧-૨) આ બે ગાથા કયા ગ્રંથમાં છે ?

ઉ૦—"૪૪સત્તવિરાહણપાવં" આ બે ગાથા છુટા પાનામાં

---

૪૪—ઉત્તરદાતા આચાર્યમહારાજ આ ગાથાઓની પ્રમાણિકતા માટે કશો અભિપ્રાય આપતા નથી, ઉલટું મૂલગ્રંથમાં નહિ હોવાનું જણાવી તેની પ્રમાણિકતામાં સંદેહજ જણાવે છે. એ ઉપરથી સાબીત થાય છે કે કદાચ મૂલ ગ્રંથમાં ન હોય તેવી ગાથાઓ વગેરે જો સિદ્ધાંત વિરૂદ્ધ ન હોય તો જુદી વાત છે, પણ તે સિવાય તો તે અવશ્ય અપ્રમાણિકજ છે. આ વસ્તુ ધ્યાનમાં લેતાં એ સ્પષ્ટ દેખાઇ આવે છે કે-વર્તમાન તિથિચર્ચામાં નવિન મતિઓ (સાગર પક્ષ) પોતાના અસત્ય મતની પુષ્ટિમાં ગ્રંથમાં ન હોય તેવી ગાથાઓ અને પાનાંઓ, જે કેવલ સિદ્ધાંતના વિરોધવાળાં છે, તે શાસ્ત્રિય પૂરાવા આદિના નામે ખડાં કરે છે તે, અને તેનેજ મલતાં સિદ્ધચક્ર તથા શાસન સુ(ઉ)ધાકર વગેરેનાં લખાણો જુઠાં અને અપ્રમાણિકજ છે.

લખેલી જોવાય છે, પરંતુ કોઇ ગ્રંથમાં દેખાતી નથી. ૨-૯-૪-૩૭-૮૩

પ્ર૦ ૫—ગુરૂ મહારાજને વંદન કરતી વેળાએ મુહપત્તિ ક્યાં મૂકવી ?

ઉ૦—વંદન કરતી વેલાએ સાધુઓએ ડાબા ઢીંચણ ઉપર મુહપત્તિ મૂકવી, અને શ્રાવકોએ ગુરૂમહારાજના પાદારવિંદને વંદન કરતી વેલાએ ઢીંચણ ઉપર, ભૂમિ ઉપર, અથવા ચરવલા ઉપર મૂકવી. ૨-૯-૫-૩૮-૮૪

પ્ર૦ ૬—ગુરૂની પાસે સાંજની પડિલેહણ ક્રિયા કરતી શ્રાવિકાઓ સજ્ઝાય બેસીને કરે કે ઉભી રહીને કરે ?

ઉ૦—ગુરૂની પાસે સાંજની પડિલેહણ ક્રિયા કરતી શ્રાવિકાઓ ઉભી રહીને સજ્ઝાય કરે. ૨-૯-૬-૩૯-૮૫

બીજા પ્રકાશે પ્રશ્નકાર દશમા
પંડિત કાન્હર્ષિ ગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—શ્રાવકોએ રાત્રિના સમયે જિનમંદિરમાં આરતિ ઉતારવી યોગ્ય છે કે અયોગ્ય ?

ઉ૦—શ્રાવકોએ રાત્રિના સમયે જિનમંદિરમાં કારણ હોય તો આરતી ઉતારવી યોગ્ય છે, કારણ વિના યોગ્ય નથી. ૨-૧૦-૧-૪૦-૮૬

પ્ર૦ ૨—કાઉસગ્ગ મુદ્રાએ રહેલી જિનપ્રતિમાઓનાં વસ્ત્રાદિવડે ચરણ આદિ ઢાંકવાં યોગ્ય છે કે નહિ ?

ઉ૦—વર્તમાનકાલીન વ્યવહારથી કાયોત્સર્ગસ્થિત જિનપ્રતિમાઓનાં ચરણાદિ અવયવો વસ્ત્રાદિ વડે ઢાંકવાં યુક્તિયુક્ત જણાતું નથી. ૨-૧૦-૨-૪૧-૮૭

પ્ર૦ ૩—પખ્ખિ પ્રતિક્રમણમાં સમ્બુદ્ધ ખામણાં આદિ કરતાં "इच्छकारि सुह पाखी सुख तप सरीर निराबाध सुख संयमयात्रा निरवहइ छि" ઇત્યાદિ પાઠ કહેવો કે નહિ ?

ઉ૦—પખ્ખિ પ્રતિક્રમણમાં સમ્બુદ્ધ ખામણાં આદિ કરતાં "इच्छकारि सुह पाखी" ઇત્યાદિ કહેવું અધિક લાગે છે, કેમકે સામાચારી વગેરેમાં એવા પાઠો દેખાતા નથી. ૨–૧૦–૩–૪૨–૮૮

બીજા પ્રકાશે પ્રશ્નકાર અગીઆરમા
પંડિત વાનરગણિના શિષ્ય પંડિત આનંદવિજય ગણિએ કરેલા બે પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—કરંબામાં અથવા છાશમાં નાખેલું સચિત્ત જીરૂં અચિત્ત થાય કે નહિ ? અને જો અચિત્ત થાય છે તો તે બે ઘડી પછી, ત્રણ પ્રહર વીત્યા પછી કે રાત્રિ પસાર થયા પછી થાય ?

ઉ૦—કરંબા વગેરેમાં નાંખેલું સચિત્ત જીરૂં અચિત્ત થતું નથી, એમ જાણ્યું છે. ૨–૧૧–૧–૪૩–૮૯

પ્ર૦ ૨—જેનાં પર્વો–ગાંઠો છેદી નાંખી હોય એવા શેરડીના ટુકડા સચિત્ત છે કે અચિત્ત અને સચિત્તના ત્યાગવાલા ગૃહસ્થને બે ઘડી વીત્યા બાદ તે ટુકડા ખાવા કલ્પે કે નહિ ?

ઉ૦—જેની ગાંઠો છેદી હોય એવા પણ શેરડીના ટુકડા સચિત્ત હોય એમ જણાય છે. ૨–૧૧–૨–૪૪–૯૦

બીજા પ્રકાશે પ્રશ્નકાર બારમા
પંડિત કાહ્નજી ગણિએ કરેલ બે પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—કોઇ એક પ્રાતઃકાલે સામાયિક ગ્રહણ કરીને

ઘડીની અંદર પૌષધ ગ્રહણ કરે તો તે ગ્રહણ કરી શકે કે નહિ ?

ઉ૦—સામાયિક કરીને સામાયિકનો ટાઇમ પૂરો થયા વિના પણ જો કોઈ પૌષધ ગ્રહણ કરે તો તે કલ્પી શકે છે. ૨-૧૨-૧-૪૫-૯૧

પ્ર૦ ૨—માલવી ઋષિ વગેરેની બનાવેલી સજ્ઝાય માંડલીમાં કહેવી કલ્પે કે નહિ ?

ઉ૦—આગમમાં કહેલા સાધુઓની, અને વર્તમાનકાલીન આચાર્ય ભટ્ટારકોની સજ્ઝાય માંડલીમાં ખપી શકે છે, પરંતુ બીજા વર્તમાન કાલીન ઉપાધ્યાય વગેરેની બનાવેલી સજ્ઝાય કહેવી કલ્પે નહિ, આ પ્રમાણે વૃદ્ધવાદ છે ૨-૧૨-૨-૪૬-૯૨

બીજા પ્રકાશે પ્રશ્નકાર તેરમા
ઉપાધ્યાય શ્રી સુમતિવિજય ગણિના શિષ્ય પંડિત
ગુણવિજય ગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—જો કોઈ પણ સાધુએ અનુપયોગાદિ કારણથી સચિત્ત મીઠું ગ્રહણ કર્યું હોય અને પછીથી જાણવામાં આવે તો શું કરવું ?

ઉ૦—આવા અવસરે સાધુ તે લવણના માલીકને જણાવે કે-હે આયુષ્મન્ તમે સચિત્ત મીઠું જાણી જોઈને આપ્યું છે કે અજાણપણે આપ્યું છે ? ત્યાર બાદ જો માલીક એમ કહે કે મેં અજાણપણે આપ્યું છે, પરંતુ તમે તેને ઇચ્છા પૂર્વક વાપરી શકો છો ગૃહસ્થ આ પ્રમાણે કહે ત્યારે કારણ હોય તો તે પાછો વાપરી શકે છે, અથવા સાધર્મિક સાધુઓને આપી શકે છે. કારણ ન હોય તો

પરઠવી દે. આ પ્રમાણે ૪૫આચારાંગ સૂત્રના બીજા શ્રુત-સ્કંધના પિણ્ડૈષણા અધ્યયનના દશમા ઉદ્દેશામાં કહ્યું છે. ૨-૧૩-૧-૪૭-૯૩

પ્ર૦ ૨—જે દેવો મનથી મૈથુન સેવનારા છે, તે દેવો મનથી ભોગની ઇચ્છા કરે ત્યારે દેવીઓ તેમની ઇચ્છાને સંતોષવા માટે મનથી જ કેવી રીતે તૈયાર થઈ જાય છે? દેવીઓને તે દેવતાઓની ભોગેચ્છા જાણવાનું જ્ઞાન છે? શાસ્ત્રમાં તો અવધિજ્ઞાનનો વિષય ઉપર અલ્પ કહેલો છે.

---

૪૫-"से भिक्खू० सिया से परो अभिहट्टु अंतो पडिग्गहे बिलं वा लोणं उब्भियं वा लोणं परिभाइत्ता नीहट्टु दलइज्जा, तहप्पगारं पडिग्गहं परहत्थंसि वा २ अफासुयं नो पडि०, से आहच्च पडिग्गाहिए सिया तं च नाइदूरगए जाणिज्जा, से तमायाए तत्थ गच्छिज्जा २ पुव्वामेव आलोइज्जा-आउसोत्ति वा २ इमं किं ते जाणया दिन्नं उयाहु अजाणया?, से य भणिज्जा-नो खलु मे जाणया दिन्नं, अजाणया दिन्नं, कामं खलु आउसो! इयाणिं निसिरामि, तं भुंजह वा णं तं परेहिं समणुन्नायं समणुसट्ठं तओ संजयामेव भुंजिज्ज वा पीइज्ज वा, जं च नो संचाएइ भोत्तए वा पायए वा साहम्मिया तत्थ वसंति संभोइया समणुन्ना अपरिहारिया अदूरगया, तेसिं अणुप्पयायव्वं सिया, नो जत्थ साहम्मिया बहुपरियावन्नं कीरइ तहेव कायव्वं सिया, एवं खलु०॥"

(આચારાંગ, સૂ० ૫૯-૨-૧-૧-૧૦-પૃ. ૩૫૪/૨)

ભાવાર્થ—'ગૃહસ્થે વાપરવા માટે કહ્યું હોય તો પ્રાસુક અથવા કારણવશાત્ અપ્રાસુ એવું પણ લવણ વગેરે વાપરે અને જો પોતે વાપરી શકવા સમર્થ ન હોય તો તે વસ્તુ સાધર્મિક વગેરેને આપી શકે છે, ઇત્યાદિ આચારાંગ વૃત્તિમાં કહ્યું છે.'

ઉ૦—આનત, પ્રાણુત, આરણુ અને અચ્યુત દેવલોકના દેવો જેઓ મન માત્રથી ૪૬ભોગ સેવનારા છે, તેઓને જ્યારે ભોગનો માનસીક પરિણામ થાય ત્યારે તેને સંતોષવા માટે સૌધર્મ, ઈશાન દેવલોકની દેવીઓ પણ અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરતી થકી તત્પર રહે છે. અહિં એમ શંકા થાય કે–તે દેવીઓ દેવના મન પરિણામને કેવી રીતે જાણી શકે છે? કારણ કે અવધિજ્ઞાનનો ૪૭વિષય ઉપર થોડો છે.' ઉત્તરમાં–જેવી રીતે દિવ્ય પ્રભાવથી વીર્યના પુદ્ગલો દેવીઓના

---

૪૬—દેવીઓનો ઉપપાત બીજા દેવલોક સુધી હોય છે અને આઠમા સુધી જઇ શકે છે. તેમાં બીજા દેવલોક સુધીના દેવો કાયાથી 'વિષય સેવનારા હોય છે, ત્રીજા અને ચોથા દેવલોકના દેવો દેવીઓના શરીર અવયવોના સ્પર્શમાત્રથી વિષય જન્ય સુખને પ્રાપ્ત કરનારા હોય છે, પાંચમા અને છઠ્ઠા સ્વર્ગના દેવો દેવીઓના રૂપ જોઇને કામજન્ય સુખને અનુભવે છે. સાતમા અને આઠમા દેવલોકના દેવો દેવીઓના ગીત અને હાસ્ય વગેરેના તથા ભૂષણઆદિના શબ્દો સાંભળીને કામજન્ય સુખને અનુભવે છે, નવમા દશમા અગીઆરમા અને બારમા દેવલોકના દેવો ભોગની ઈચ્છાથી જ્યારે દેવીઓને મનમાં ચિંતવે છે ત્યારે પોતાના સ્થાનમાં રહેલી દેવીઓ દેવોની ઈચ્છાને અનુકુલ અનેક પ્રકારના સંકલ્પ કરતી સંભોગ માટે તૈયાર થાય છે. અને તેવા સ્વરૂપમાં રહેલી તે દેવીઓ મનથી જ સંકલ્પ કરીને વિષય સુખનો આસ્વાદ કરે છે. ઉપરના નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર દેવો મૈથુન સેવાથી રહિત હોય છે. કારણ કે તેઓ પુરૂષવેદનો ઉદય મન્દ હોવાથી મનથી પણ દેવીઓની ઈચ્છા કરતા નથી.

૪૭—સૌધર્માદિ કલ્પના દેવ દેવીઓને ઉપરના વિષયનું અવધિજ્ઞાન પોતાના વિમાનની ધજા સુધીનું હોય છે.

શરીરમાં રૂપ વગેરે રૂપે પરિણામ પામે છે, તેવીજ રી
એકદમ દેવીઓને અંગ સ્ફુરણાદિ હેતુથી તે દેવોની ઈચ્છ
જ્ઞાન પણ થાય છે, એમ જણાય છે. ૨-૧૩-૨-૪૮-૯૪

પ્ર૦ ૩—ઉપધાન અને માલારોપણ ક્યા ફલને ઉદ્દેશ
કરવા યોગ્ય છે? જે શાસ્ત્રમાં ઉપધાન અને માલારો
કરવાનું કહ્યું હોય, તે શાસ્ત્રનું નામ પણ જણા
કૃપા કરશો.

ઉ૦—અહિં ઉપધાનનું વહન જ્ઞાનની આરાધના મ
છે, અને માલારોપણ તપના ઉજમણા માટે છે, આ પ્રમ
શ્રી મહાનિશીથાદિ શાસ્ત્રમાં કહ્યું છે. ૨-૧૩-૩-૪૯-૯૫

પ્ર૦ ૪—ઉપર, નીચે અને તીચ્છીં કેટલી દૂર સ
પના સ્થાપી હોય તો ક્રિયા શુદ્ધિના કારણભૂત થઈ શકે

ઉ૦—આ વિષયમાં જાણવું કે-માથાથી ઉપર, પગ
નીચે અને તીચ્છીં દૃષ્ટિપથમાં ન આવે એવા સ્થાન
સ્થાપેલી સ્થાપના ક્રિયાશુદ્ધિના કારણભૂત થતી નથી,
પ્રમાણે વૃદ્ધ પુરૂષોનું કહેવું છે. જે કોઈ વખતે ઉપર
માળમાં સ્થાપના સ્થાપી હોય અને નીચલા માળમાં કે
ક્રિયા કરતા જણાય તો તે કારણિક સમજવું. ૨-૧૩-
૫૦-૯૬

બીજા પ્રકાશે પ્રશ્નકાર ચૌદમા
પંડિત કાપર્ષિ ગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—જ્યારે ચૌદ પૂર્વધર મુનિઓ આહા
શરીર કરી તે આહારક શરીરને મહાવિદેહ વગેરે
મોકલે છે ત્યારે ઔદારિક અને આહારક શરીરની વચ

રહેલા જીવપ્રદેશો આહારી છે કે અણાહારી? જો વચમાં રહેલા તે જીવપ્રદેશો આહારી છે તો શું ઔદારિક શરીરથી ગ્રહણ કરાયેલ આહાર વડે આહારી છે કે આહારક શરીરથી ગ્રહણ કરાયેલ આહાર વડે આહારી છે?

ઉ૦—કર્યું છે આહારક શરીર જેમણે એવા ચૌદ પૂર્વધારીઓના ઔદારીક અને આહારક શરીરની વચમાં રહેલા જીવપ્રદેશો આહારી જ છે, પરંતુ અણાહારી નથી. વિશેષ એ કે જ્યારે જે આત્મપ્રદેશો ઔદારિક શરીરના સંબંધવાળા હોય ત્યારે તે આત્મપ્રદેશો ઔદારીક શરીરથી ગ્રહણ કરાએલ આહાર પુદ્ગલોનો આહાર કરે છે, અને જે આહારક શરીરના સંબંધવાળા છે તે આહારક શરીર વડે ગ્રહણ કરાએલ આહાર પુદ્ગલોનો આહાર કરે છે કારણ કે—નાભિસ્થાન પાસે ગોસ્તનાકારે રહેલા આઠ અવિચલ જીવપ્રદેશો છોડીને સઘળા આત્મપ્રદેશો તપ્ત ભાજનમાં રહેલ પાણીની જેમ ઉદ્વર્તમાન—ઉકાળો લેતા. એટલે કે ઉપરથી નીચે જતા નીચેથી ઉપર જતા હોય છે, અતઃ એવ ચલ છે, એવું શાસ્ત્ર વચન હોવાથી તેઓનું અંતરાલવર્તિત્વ પણ નિયત નથી, કેમકે પરાવર્તન—ફેરફાર થયા કરે છે. તેથી કરીને કોઇ વખતે વચમાં રહેલા જીવપ્રદેશો ઔદારિક શરીરના સંબધવાળા હોય અને કોઇ વખતે આહારક શરીરના સંબંધવાળા પણ હોય, છે પરંતુ એકાંતે જે પ્રદેશો અંતરાલવર્તી છે તે અંતરાલવર્તી જ હોય એમ નથી વળી જે આત્મપ્રદેશો જ્યારે અંતરાલવર્તિ છે ત્યારે તે પ્રદેશો પણ ઔદારિક આદિ કાયયોગી હોવાથી સ્વાવગાઢ (ઔદારીક શરીરસ્થ આત્મપ્રદેશની અવગાહનાને અવગાહીને રહેલા)

પુદ્ગલોનો આહાર કરે છે, એમ સંભાવના થાય છે. કેમકે વિગ્રહ ગતિ આદિ વિના અણાહારીપણું નિષેધ્યું છે. અર્થાત્ અનાહારીપણું વિગ્રહગતિ વગેરેમાં લાભી શકે છે. ૨-૧૪-૧-૫૧-૯૭

પ્ર૦ ૨—સિદ્ધના જીવોને હાથ, પગ, આંગલી, નાસિકા વગેરે અવયવોના આકારની સંભાવના થઈ શકે કે નહિ ?

ઉ૦—સિદ્ધ જીવોને હાથ, પગ, વગેરે અવયવોના આકારની સંભાવના થઈ શકે છે. કેમકે "अरूविणो जीवघणा", અહિં ઘન શબ્દ જે પડ્યો છે તેનો અર્થ શરીરની અંદરના પોલાણનો ભાગ પૂરાવાથી પ્રદેશોની જે સઘનતા તે થાય છે, આવું શ્રી શાંતિસૂરિ મહારાજનું વચન હોવાથી શરીરની અંદરના પોલાણવાળા ભાગોનું, પૂરણ જ દેખાય છે, પરન્તુ અવયવોના બાહ્ય અને આંતર ભાગોનું પૂરણ જણાતું નથી. આજ પ્રમાણે શ્રી હરિભદ્રસૂરિજી અને શ્રી મલયગિરિજી પ્રમુખ મુનિસિંહોએ પણ પોલાણ ભાગોનું પૂરણ જ કહ્યું છે. ૨-૧૪-૨-૫૨-૯૮

પ્ર૦ ૩—શ્રી મહાનિશીથસૂત્રમાં નાગિલે સાધુનાં જે દૂષણો કાઢ્યાં, અને તે દૂષણોના દર્શનથી તે સાધુઓને છોડી દીધા તે કાર્ય માર્ગને અનુસરનારૂં ખરૂં કે નહિ ?

ઉ૦—શ્રી મહાનિશીથ સૂત્રમાં કહેલ નાગિલે પ્રભુની આજ્ઞા વિરૂદ્ધ ચાલનારા તે કુસાધુઓનો તેઓનાં દૂષણો જોવાથી ત્યાગ કર્યો, તે માર્ગને અનુસરનારૂં જ છે. કારણ કે અસાધુ કુગુરૂઓનો ત્યાગ કરવો એ માર્ગ જ છે. ૨-૧૪-૩-૫૩-૯૯

પ્ર૦ ૪—બ્રહ્મદત્ત ચક્રિએ પોતાના અલ્પ આયુષ્યથી દિગ્વિજય કેવી રીતે કર્યો?

ઉ૦—બ્રહ્મદત્ત ચક્રવર્તિએ દિવ્ય પ્રભાવથી આયુ-અલ્પ હોવા છતાં દિગ્વિજય કર્યો છે. દિવ્ય પ્રભાવ સાધ્ય બીજું પણ તેનું ઘણું કાર્ય થયું હતું એમ સંભાવના થાય છે. ૨–૧૪–૪–૫૪–૧૦૦

પ્ર૦ ૫—સ્ત્રી રત્ન (ચક્રવર્તિના ૧૪ રત્નોમાંનુ એક રત્ન) લોઢાના બનાવેલા પુરૂષને જ્યારે સ્પર્શ કરે છે ત્યારે લોહપુરૂષ ગળી જાય છે તે કેવી રીતે?

ઉ૦—સ્ત્રી રત્નના સ્પર્શથી જે લોહપુરૂષનુ પીગળી જવું થાય છે, તે તેના અત્યન્ત ઉત્કૃષ્ટ કામ વિકારથી ઉત્પન્ન થએલ પ્રબલ ઉષ્ણતા વિશેષથી થાય છે. ૨-૧૪-૫-૫૫-૧૦૧

પ્ર૦ ૬—એક આકાશ પ્રદેશને ઉત્કર્ષથી ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય સંબંધિ ૭ પ્રદેશની સ્પર્શના કહી છે, ત્યાં વિદિશામાં રહેલ પ્રદેશની સ્પર્શના કેમ કહી નથી?

ઉ૦—એક આકાશ પ્રદેશને દિશામાં રહેલા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય સંબંધિ ૭ પ્રદેશની જ સ્પર્શના થઈ શકે છે, પરંતુ વિદિશામાં રહેલા પ્રદેશોની સ્પર્શના થઈ શકતી નથી. આ અર્થ સમપ્રમાણુવાળા દિશા અને વિદિશામાં સ્થાપેલા ચતુરસ્રાદિ પ્રદેશોથી સારી રીતે સમજી શકાય જ છે. ૨–૧૪–૬–૫૬–૧૦૨

પ્ર૦ ૭—તીર્થંકરોની જે ચૌદ હજાર આદિ સાધુઓની સંખ્યા કહેલી છે, તે સંખ્યામાંજ ચૌદ પૂર્વધારી વગેરેની સંખ્યા ગણાય, કે ભિન્ન ગણાય?

ઉ૦—"ગણધર, કેવલી, મનઃપર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, ચૌદપૂર્વી, વૈક્રિય લબ્ધિવાળા અને વાદિઓની સંખ્યાને મુનિ સંખ્યામાંથી બાદ કરીને સામાન્ય મુનિની સંખ્યા જાણવી (૧). ૧૯૮૨૦૫૧ આટલી સામાન્ય મુનિઓની સરવાળે સંખ્યા છે.' (૨) તથા "સર્વ જીનેશ્વરોના સાધુઓનું પ્રમાણ ૨૮૪૮૦૦૦ કહ્યું છે." (૧). આ બે વચનોને અનુસરીને ચૌદપૂર્વી આદિની સંખ્યા ગાથામાં કહેલ સંખ્યાની અંદર ગણાય છે, એમ સંભાવના થાય છે. વળી "ત્રણ જગતના ગુરૂ શ્રી ઋષભદેવ સ્વામિના પરિવારમાં ૧૮૫૬૫૦ સર્વ મુનિઓ હતા" (૧) આ વચનના અનુસારે ઋષભદેવ સ્વામિના ચૌદ પૂર્વધારી વગેરેની સંખ્યા ૮૪૦૦૦ ની સંખ્યાથી જુદીજ છે. કારણ કે સામાન્ય સાધુ અને વિશેષ સાધુઓની સંખ્યા મેળવવાથી ઉપર કહેલી સંખ્યા ૧૮૫૬૫૦ પૂરી થઈ શકે છે. આ વિષયમાં તત્ત્વ કેવલી જાણે. ૨–૧૪–૭–૫૭–૧૦૩

પ્ર૦ ૮—ચક્રવર્તિ વૈક્રિય રૂપ કરીને અર્થાત્ વૈક્રિય શરીરથી સ્ત્રીને ભોગવે છે ત્યાં સંતાન થાય કે નહિ ?

ઉ૦—ચક્રવર્તિના વૈક્રિય શરીરથી સંતાનની ઉત્પત્તિ થઈ શકે નહિ, પરંતુ ઔદારિક શરીરથીજ થઇ શકે છે, કેમકે–"માત્ર તે પુદ્ગલો વૈક્રિય શરીરને આશ્રયીને રહેલા છે, માટે તે વીર્યપુદ્ગલો ગર્ભાધાનમાં કારણભૂત થતા નથી", આવું પ્રજ્ઞાપના સૂત્રની ટીકામાં કહ્યું છે. અને જે શિલાદિત્ય વગેરેની ઉત્પત્તિ સૂર્યાદિ દેવથી સંભળાય છે, ત્યાં પણ આજ સમાધાન કરેલું છે. તે આ પ્રમાણે–"યદ્યપિ દેવના વૈક્રિય અવયવોથી ગર્ભની ઉત્પત્તિ થતી નથી, પરંતુ તેના વડે લાવવામાં આવેલ ઔદારિક અંગની ધાતુના યોગથી

ગર્ભની ઉત્પત્તિ સંભવી શકે છે." (૧). આ પ્રમાણે મલ્લવાદિ પ્રબન્ધમાં કહ્યું છે. ૨-૧૪-૮-૫૮-૧૦૪

इति श्रीमकल्सूरिपुरन्दरपरमगुरुतपोगच्छगगनदिनमणि-परमपूज्य-आचार्यप्रवर-सिद्धान्तमहोदधि-शासनप्रभावक-**विजयप्रेमसूरिसाम्राज्ये** तत्पट्टप्रभाकर-प्रवचनप्रभावक-प्रौढगीतार्थ-आगमप्रज्ञ-सूरिप्रवर-पूज्य-गुरुदेव-**श्रीमद्विजयजम्बूसूरिवरा**णामन्तेवासि – **मुनिश्रीचिदानन्दविजयेन** सटिप्पणमनुवादिते जगद्गुरुपूज्यपाद-श्री१००८-**विजयहीरसूरि**शिष्य-प. **श्रीकीर्तिविजयगणि**समुच्चितश्रीविजयहीरसूरिप्रसादित – **प्रश्नोत्तर-समुच्चये** द्वितीयः प्रकाशः समाप्तः ।



# પ્રકાશ ત્રીજો

તૃતીય પ્રકાશે પ્રથમ પ્રશ્નકાર-ફરીથી મહોપાધ્યાય શ્રી કલ્યાણવિજય ગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—શ્રાદ્ધવિધિમાં ૧૪ નિયમના અધિકારમાં સચિત્ત અને વિગઇ સિવાય જે મુખમાં નંખાય છે, તે સઘળું દ્રવ્ય તરીકે કહેલું છે, તો અણાહારી ત્રિફલા વગેરે મુખમાં નાખવામાં આવે તો તે દ્રવ્યની અંદર ગણાય કે નહિ ?

ઉ૦—ત્રિફલા વગેરે વસ્તુ દ્રવ્યમાં ગણાય કે નહિ ? તે વિષયમાં એમ લાગે છે કે-અણાહારી વસ્તુ પ્રાય: દ્રવ્યની અંદર ગણાય છે, અને જો પચ્ચક્ખાણના સમયે અણાહારી વસ્તુને ગણત્રીમાં નહિ ગણવાની વિવક્ષા રાખી હોય તો ન પણ ગણાય, જેમ સચિત્ત અને વિગઈની ગણના ગ્રંથની અંદર નહિ કરવાની કહ્યા છતાં પણ હાલ ઘણા મનુષ્યો પ્રાય: સચિત્ત અને વિગઈની દ્રવ્યમાં ગણના કરતા દેખાય છે. ૩-૧-૧-૧૦૫

પ્ર૦ ૨—ગંઠસી પચ્ચખ્ખાણ હોય ત્યારે, અને તે પાર્યું હોય ત્યારે અણાહારી વસ્તુ મુખમાં નાખવી સુજે કે નહિ ?

ઉ૦—ગંઠસી પચ્ચખ્ખાણ પાર્યું હોય ત્યારે પણ કારણ હોય તો અણાહારી વસ્તુ ગ્રહણ કરવી કલ્પે છે, એમ જણાય છે. ૩-૧-૨-૧૦૬

પ્ર૦ ૩—ઉત્તરાધ્યયન સૂત્રની બૃહત્ ટીકામાં પહેલા પાને "ऊर्ध्वंरथिक" શબ્દ છે તે કયા અર્થનો વાચક છે?

ઉ૦—સિદ્ધાન્તના વિષમ પદના પર્યાયોની અંતર્ગત ઉત્તરાધ્યયનના વિષમ પદના પર્યાયમાં "ऊर्ध्वंरथिक" શબ્દનો 'ભિક્ષુક' અર્થ કહ્યો છે. ૩-૧-૩-૧૦૭

પ્ર૦ ૪—દીક્ષા લીધા પછી છ મહિનાનું ઉલ્લંઘન થઈ જતું હોય તો પર્યુષણ–સંવત્સરી પહેલાં વડી દીક્ષા થાય કે નહિ? સંવત્સરી બાદ પણ આસો સુદિ દશમની પહેલાં થાય કે પછી થાય?

ઉ૦—જો છ મહીના પસાર થઇ જવાનો સંભવ હોય તો સંવત્સરી અને વિજયાદશમીની પહેલાં પણ વડી દીક્ષા કરાય છે. તે સિવાય તો વિજયા દશમી પછી જ વડી દીક્ષા કરાય. ૩-૧-૪-૧૦૮

પ્ર૦ ૫—પૂર્ણિમા અને અમાસની વૃદ્ધિ હોય ત્યારે પહેલાં-ઔદયિકી-એટલે બીજી પુનમ અને બીજી અમાસ આરાધના યોગ્ય ચાલતી હતી. હવે કોઈ એમ કહે છે કે આપ પૂજ્ય પહેલી પુનમ અને પહેલી અમાસને આરાધના યોગ્ય જણાવો છો તો આ સંબંધમાં શું છે?

ઉ૦—પૂનમ, અમાસની વૃદ્ધિ થાય ત્યારે બીજી પૂનમ અમાસજ આરાધના યોગ્ય [૪૮]જાણવી. ૩-૧-૫-૧૦૯

૪૮—શ્રી હીરપ્રશ્નનો આ પ્રશ્નોત્તર સાફ સાફ સાબીત કરે છે કે લૌકિક પંચાંગોમાં આવતી તિથિની ક્ષય વૃદ્ધિ આરાધનામાં પણ તે જ પ્રમાણે માન્ય રખાતી હતી અને તેની આરાધના અન્ય કોઇ પણ તિથિની ક્ષય વૃદ્ધિ કર્યા વિના ક્ષયે પૂર્વાના નિયમ અનુસાર પૂર્વ અથવા ઉત્તર દિવસે વ્યવસ્થિત કરાતી હતી. અદિ જો પુનમ

પ્ર૦ ૬—અન્ય દર્શનિઓનાં ધર્માનુષ્ઠાન અનુમોદવા યોગ્ય છે કે નહિ ?

ઉ૦—અન્ય દર્શનિઓનાં પણ ધર્મકૃત્યો જે માર્ગને અનુસરનારાં હોય તે શાસ્ત્રને અનુસરીને અનુમોદવા યોગ્ય જણાય છે. ૩–૧–૬–૧૧૦

પ્ર૦ ૭—ઉપસ્થાપના–વડી દીક્ષા આપ્યા પછી તે સાધુને યોગના કેટલાક દિવસો બાકી રહ્યા હોય અને

અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ માની લેવાની સામાચારી હોત તો પ્રશ્નકારને કઈ પુનમ અમાસ આરાધવી એવો પ્રશ્ન જ ઉઠત નહિ, તેમજ ઉત્તરમાં આચાર્ય બીજીજ પુનમ અમાસને આરાધવાનું જણાવત નહિ. અહિં 'ઔદયિકી' શબ્દથી જેઓ એવી કલ્પના કરે છે કે આચાર્યે પહેલી પુનમ વગેરેને પુનમ માનીજ નથી, અને તેથી તેમનું તાત્પર્ય તેરસ વગેરેની વૃદ્ધિ કરવાનું છે, તેઓની આ કલ્પના તદ્દન જુઠ્ઠી છે. શાસ્ત્રકારે જે ઔદયિકી શબ્દ વાપર્યો છે તે તો તિથિનો સમાપ્તિ સૂચક ઉદય જે દિવસે હોય તે જ દિવસ આરાધનામાં લેવાનો છે, સિવાય નહિ, એ તપાગચ્છ સામાચારીનું પ્રધાન તત્ત્વ સૂચવવા માટેજ વાપરેલો છે, નહિ કે વૃદ્ધ તિથિના પ્રથમ અવયવાદિને ઉલટાવી દેવા માટે. આ વસ્તુ ઉપર બારીક વિચાર કરી જોતાં નિષ્પક્ષ વિચારકો સ્પષ્ટ સમજી શકશે કે 'પુનમ અમાસ આદિની ક્ષયવૃદ્ધિએ તેરસ વગેરેની ક્ષયવૃદ્ધિ કરવાની પરંપરા છે' એમ જેઓ કહે છે, તે તદ્દન અસત્ય છે, અને તેવા આધારે ભાદરવા સુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ખુદ સંવત્સરી તિથિનું પણ જેઓ હમણાં હમણાં નવું પરાવર્તન કરે–કરાવે છે, તેઓ કેવલ શાસ્ત્ર તથા સામાચારી અને સુવિશુદ્ધ પરંપરાનું ભયંકર ખૂનજ કરે છે. ભવભીરૂ આત્માઓ એવા ખોટા માર્ગથી હજુ બચે, એમ જ આપણે ઇચ્છીએ.

બીમારી આદિના કારણે ૬ મહીના પસાર થઈ જાય ત્યારે ફરીથી દીક્ષાના યોગોદ્વહન કરાવવા પૂર્વક વડી દીક્ષા કરાય છે તે સંબંધમાં દીક્ષા ગચ્છનાયકે કે બીજાએ આપવી જોઈએ?

ઉ૦—ગચ્છનાયકે દીક્ષા આપવી જોઈએ. ૩-૧-૭-૧૧૧

પ્ર૦ ૮—શ્રી આચાર્યાદિ સાધુઓને વાચના દાન, અંગ, ઉપાંગની વાચના બાદ છેદ ગ્રંથ અને પયન્ના વગેરે સંબંધિ યાવત્ અંગવિદ્યાપયન્ના" સુધીનું કયા અનુક્રમથી થાય છે?

ઉ૦—શ્રી આચાર્યાદિના વાચના ક્રમને આશ્રયીને કેટલુંક વાચના સંબંધિ છૂટા પાનામાં રહેલી વિધિ વડે, અથવા સામાચારીની અંદર રહેલી યોગ વિધિને અનુસરીને કરાય છે, એમ્ જાણવું. ૩-૧-૮-૧૧૨

પ્ર૦ ૯—શ્રી ભગવતી સૂત્ર, કર્ણિકાવૃત્તિ, વીરચરિત્ર આદિના અનુસારે જમાલિના કેટલા ભવો છે?

ઉ૦—શ્રી ભગવતીસૂત્ર, કર્ણિકાવૃત્તિ, વીરચરિત્ર આદિને અનુસારે જમાલિના ૧૫ ભવો જણાય છે. ૩-૧-૯-૧૧૩

પ્ર૦૧૦—"[૪૯]वण्णगंघोवमेहिं च"આ શ્લોકની ટીકામાં શ્રાદ્ધદિન કૃત્યની અંદર પરોવેલાં ફુલોથી પૂજા કરાય એવા અક્ષરો છે, તેમાં ચાલિકો પાઠનું પરાવર્તન કરીને ભિન્ન અર્થ

---

૪૯—"वन्नगंघोवमेहिं च, पुप्फेहिं पवरेहिं य।
नाणाविवारयंघेहिं, कुज्जा पूयं वियक्खणो" ॥૬૩॥
(શ્રાદ્ધદિનકૃત્ય, પૃ. ૬૬/૧)

ભાવાર્થ—વિવિધ પૂજા રચનામાં ચતુર માણસ સદ્વર્ણ અને સદ્ગન્ધવાળા તથા શ્રેષ્ઠ, ગ્રથિત આદિ ભેદવાળા અનેક પ્રકારના બંધવાળા પુષ્પોથી પૂજા કરે.

કરે છે, ખરતર વગેરે તો માનતા જ નથી. આ વિષયમાં જો બીજા પણ અક્ષરો હોય તો તે જણાવવા કૃપા કરશો ?

ઉ૦—પરોવેલાં પુષ્પોથી પૂજા કરવાના અક્ષરો શ્રાદ્ધદિન કૃત્ય સંબંધી છે, એમ હાલ જાણ્યું છે. ૩-૧-૧૦-૧૧૪

પ્ર૦ ૧૧—જેમ મહા હિંસાવાળા હોવાથી સિદ્ધાન્તોની વાચના વગેરેમાં આસો અને ચૈત્ર માસના દિવસો અસજ્ઝાયના દિવસો માનીને તજાય છે તેમ ઈદનો દિવસ પણ મહા હિંસાવાળો હોવાથી સિદ્ધાન્તોની વાચના વગેરેમાં અસજ્ઝાયનો માનીને કયા કારણથી વર્જાતો નથી ? કેટલાક મતવાળાઓ તે દિવસને—ઈદના દિવસને વર્જે છે. આપની કઈ મર્યાદા છે ?

ઉ૦—ઈદના દિવસની અસજ્ઝાયના વિષયમાં વૃદ્ધ પુરૂષોનું આચરણજ નિમિત્તરૂપ [૫૦]જણાય છે. ૩-૧-૧૧-૧૧૫

૫૦—અર્થાત્ વૃદ્ધ પુરૂષોએ ઈદના દિવસને અસજ્ઝાય તરીકે ગણ્યો નથી, માટે આપણે—તપાગચ્છીઓ અસજ્ઝાય તરીકે ગણતા નથી. આ નોંધ કર્યા પછી એની પ્રામાણિકતાને પૂરવાર કરનારો પાઠ અમોને કેવી રીતે મળ્યો તેની વિગત નીચે પ્રમાણે છે.—

ઉપરના ઉત્તરમાં મુદ્રિત પ્રતમાં "वृद्धाचरणमेव" પાઠ છે, પણ એના સંશોધન માટે બીજી હસ્તલિખીત પ્રતો અમોએ જે સાથે તપાસી હતી તે પૈકી અત્રેના દેવશાના પાડાના પ્રાચીન જ્ઞાનભંડારના હસ્તલિખિત પ્રતમાં "वृद्धानाचरणमेव" પાઠ છે, તે મુદ્રિતના ઉપર્યુક્ત પાઠ કરતાં વધારે સારો શુદ્ધ લાગે છે. મુદ્રિત પ્રતનાં એવાં કોઇક સ્થળ સુધારવા યોગ્ય જણાયાં છે. તેના શુદ્ધ પાઠો સાથે જ આ પુસ્તકમાં પાછળ આખો મૂળ ગ્રંથ આપવામાં આવ્યો છે, તેના તરફ વાંચકોનું ધ્યાન ખેંચીએ છીએ.

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર બીજા-પંડિત શ્રી જગમાલ ગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧–જેઓ રાતના સમયે સુખડીનું ભક્ષણ કરે છે તેમનું સાંઝનું અને સવારનું પ્રતિક્રમણ શુદ્ધ કહેવાય કે અશુદ્ધ?

ઉ૦—"અવિધિથી કરવા કરતાં નહિ કરવું સારૂં છે, આ વચનને ગીતાર્થો ઉત્સૂત્ર વચન કહે છે. કારણ કે નહિ કરવામાં મોટું પ્રાયશ્ચિત્ત આવે છે, અને કરવામાં નાનું આવે છે" (૧) આ પ્રતિક્રમણ ગર્ભહેતુની ગાથાના અનુસારે પ્રતિક્રમણ કરવું એજ સુંદર લાગે છે ૩-૨-૧-૧૨-૧૧૬

પ્ર૦ ૨–રાત્રિભોજન કરનારાઓને પ્રાતઃકાલે નવકારસીથી માંડીને ઉપવાસ સુધીનું પચ્ચક્ખાણ કરવું સુઝે કે નહિ?

ઉ૦—પચ્ચક્ખાણ શોભે-સુઝે છે ખરૂં, પરંતુ પ્રાતઃકાલે પચ્ચક્ખાણ કરનાર રાત્રિભોજન કરે એ તેઓને શોભતું નથી. ૩-૨-૨-૧૩-૧૧૭

પ્ર૦ ૩–ચાતુર્માસમાં સાધુઓને નગરપ્રવેશવેળાએ અને નિર્ગમવેળાએ પાદ પ્રમાર્જન થાય કે નહિ?

ઉ૦—રજથી પગ લેપાયા હોય તો પ્રમાર્જન થાય, તે સિવાય નહિ. ૩-૨-૩-૧૪-૧૧૮

પ્ર૦ ૪–તપાગણમાં રહેલ સાધુ સમૂહ વિના બીજા ગચ્છના સાધુઓના ચારિત્રનુ શ્રદ્ધાન કરાય કે નહિ?

ઉ૦—તપાગણ સિવાય અન્ય ગચ્છોમાં રહેલ ચારિત્રિઓના ચારિત્રનું શ્રદ્ધાન ન કરાય એવો એકાન્ત નથી. ૩-૨-૪-૧૫-૧૧૯

પ્ર૦ ૫–જેમ શાસ્ત્રમાં વનસ્પતિ વગેરેના જીવો એકાવતારી કહ્યા છે, તેમ અન્યદર્શનીઓની અંદર પણ કોઈ એકાવતારી હોય કે નહિ?

ઉ૦—આ વિષયમાં એકાન્તે નિષેધ જાણ્યો નથી. ૩–૨–૫–૧૬–૧૨૦

પ્ર૦ ૬—કારણવશાત્ કલ્પસૂત્રના યોગોદ્વહન કર્યા વિના કલ્પસૂત્ર વાંચવાની અનુજ્ઞા છે કે નહિ?

ઉ૦—આ વિષયમાં કારણ હોય તો કેટલાકો કલ્પસૂત્રનું વાંચન કરે છે, પણ શાસ્ત્રના અક્ષરો મળતા નથી. ૩–૨–૬–૧૭–૧૨૧

પ્ર૦ ૭—આધાકર્મિ–સાધુને માટે કરેલું–ભોજન કરનારાઓની મધ્યમાં રહેતા હોય છતાં પોતે શુદ્ધ આહાર, પાણિ ગ્રહણ કરતો હોય તો તે સાધુ હોઇ શકે કે નહિ?

ઉ૦—કારણ હોય તો આધાકર્મિ ભોજન કરનાર પણ જો સાધુ હોઈ શકે છે તો આધાકર્મિ ભોજન કરનારની મધ્યમાં વસવા છતાં શુદ્ધ ભિક્ષા ગ્રહણ કરનારની સાધુતા માટે શંકાને સ્થાન જ ક્યાં છે? કારણ ન હોય તો આધાકર્મિ ભોજન કરનાર અને તેની મધ્યમાં વસતા શુદ્ધગ્રાહી સાધુ એ બંનેના સાધુપણામાં વિચારજ ઉભો રહેલો છે. ૩–૨–૭–૧૮–૧૨૨

પ્ર૦ ૮—દેશવિરતિ–શ્રાવકનાં વ્રતો ગ્રહણ કર્યા સિવાય જે શ્રાવકો પ્રતિક્રમણ કરે છે, તેઓનું પ્રતિક્રમણ સફલ છે કે નિષ્ફલ?

ઉ૦—વ્રતો ઉચ્ચર્યાં ન હોય તો પણ શ્રાવક કુલમાં ઉત્પન્ન થયેલ હોવાથી દેશવિરતિના પરિણામ હોય છે, સામા-

યિકનો ઉચ્ચાર વિરતિરૂપ હોય છે અને ભાવની વિશુદ્ધિ છે, આટે તેમનું પ્રતિક્રમણુ સફલ છે, એમ જણાય છે. ૩–૨–૮–૧૯–૧૨૩

પ્ર૦ ૯–લિંબુના રસની ભાવના દીધેલ અજમો અને સુંઠ દુવિહારમાં કલ્પે કે નહિ ?

ઉ૦—લિંબુના રસની ભાવના દીધેલ અજમો અને સુંઠ દુવિહારના પચ્ચક્ખાણમાં અને આયંબિલમાં કલ્પે નહિ. ૩–૨–૯–૨૦–૧૨૪

પ્ર૦ ૧૦–ધોળું સૈન્ધવ અચિત્ત છે, એવા અક્ષરો કયાં છે ?

ઉ૦—ધોળું સૈન્ધવ અચિત્ત છે એવા અક્ષરો શ્રાદ્ધવિધિમાં છે. ૩–૨–૧૦–૨૧–૧૨૫

પ્ર૦ ૧૧—તેલ વગેરેની બોલી બોલીને આદેશ આપવો સૂઝે કે નહિ ?

ઉ૦—તેલ વગેરેની બોલી બોલીને પ્રતિક્રમણાદિસૂત્રોનો આદેશ આપવો એ સુવિહિતોએ આચરેલ નથી, પરંતુ કોઈ કોઈ સ્થળે તેના અભાવે જિનમંદિર વગેરેનો નિર્વાહ થતો નહિ હોવાથી બોલીનું નિવારણુ કરવું અશક્ય છે. ૩–૨–૧૧–૨૨–૧૨૬

પ્ર૦ ૧૨–માંડલી બહારના ગીતાર્થ મળે ત્યારે વ્યાખ્યાન કરવામાં અને ગૃહસ્થવર્ગે ખામણાં કરવાની વિધિમાં શો વિધિ છે ? માંડલી બહારનો કોઈ વૃદ્ધ યતિ આવે ત્યારે લઘુ–નાના સાધુએ પાટ મૂકવી, સામે જવું વગેરે કરવું કે નહિ ? તથા માંડલી બહાર રહેલા યતિની પાસે શ્રાવક

શ્રાવિકાઓએ ઉપધાન વગેરે અનુષ્ઠાન કરવું કે નહિ ? આ વસ્તુને સ્પષ્ટતાએ જણાવવા મહેરબાની કરશો ?

ઉ૦—અન્ય વ્યાખ્યાતાના સદ્ભાવે માંડલી બહારનાએ વ્યાખ્યાન કરવું ન જોઈએ. વંદન, અભ્યુત્થાન વગેરે વ્યવહાર તો તેનો પણ કરવો જોઈએ. વળી અન્ય સાધુઓના અભાવે માંડલી બહાર રહેલ યતિ શ્રાવક શ્રાવિકાઓને ઉપધાન આદિ ક્રિયા કરાવી શકે. ૩-૨-૧૨-૨૩-૧૨૭

પ્ર૦ ૧૩-અન્ય વર્ણને પામેલું કસેલીયાનું પાણી ફાસુ થાય કે નહિ ?

ઉ૦—અન્ય વર્ણને પામેલું કસેલીયાનું પાણી ફાસુ છે, પરંતુ આપણા વૃદ્ધોથી તે ગ્રહણ કરવું અનાચીર્ણ છે. એમ જાણવું. ૩-૨-૧૩-૨૪-૧૨૮

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર ત્રીજા-પંડિત
શ્રીઆનંદસાગર ગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧-જિનમંદિરમાં ચૈત્યવંદન ઈરિયાવહી પડિક્કમવા પૂર્વક જ કરવું કે ઈરિયાવહી પડિક્કમ્યા વિના કરાય ?

ઉ૦—જિનમંદિરમાં ઈરિયાવહી પડિક્કમવા પૂર્વક ચૈત્યવંદન કરવાના વિષયમાં એકાન્ત નથી, એમ જણાય છે. ૩-૩-૧-૨૫-૧૨૯

પ્ર૦ ૨—નવકારસીનું પચ્ચખ્ખાણ રાત્રિ પચ્ચખ્ખાણની અંદર ગણાય કે ભિન્ન ? નવકારસીનું પચ્ચખ્ખાણ કરીને કોઇ શ્રાવક પોરસીના પચ્ચખ્ખાણ સુધી રહ્યો હોય તો તેને પોરસિના પચ્ચખ્ખાણનો લાભ થાય કે નવકારસીના પચ્ચખ્ખાણનો ?

ઉ૦—નવકારસીનું પચ્ચખ્ખાણ દિવસના પચ્ચખ્ખાણની

અંદર ગણાય છે પરંતુ રાત્રિના પચ્ચખ્ખાણની અંદર નહિ. વળી જો નવકારસીનું પચ્ચખ્ખાણ કરીને પોરસી સુધી ઉપયોગ વિના રહે તો લાભ માટે ન થાય, પરંતુ ઉપયોગ પૂર્વક રહે તો લાભ માટે થાય છે. ૩-૩-૨-૨૬-૧૩૦

પ્ર૦ ૩—ત્રેસઠ શલાકા પુરૂષો ગૃહસ્થપણામાં અઠ્ઠમ વગેરેનો તપ કરનારા હોવાથી વિરતિમંત કહેવાય કે અવિરતિવંત ?

ઉ૦—ત્રેસઠ શલાકા પુરૂષો ગૃહસ્થપણામાં વિરતિવંત હોય, એમ સાંભળવામાં નથી. તેઓ જે અઠ્ઠમાદિ તપ કરે છે તે સાંસારિક કાર્ય માટે કરે છે, નિર્જરા માટે નહિ. ૩-૩-૩-૨૭-૧૩૧

પ્ર૦ ૪—બે મહાનુભાવોએ સાથે સામાયિક લીધું હોય, તેમાંથી એક મહાનુભાવે સમય પૂરો થતાં પાર્યું, અને બીજો પોરસી-છ ઘડી સુધી રહ્યો તો તે બંનેને લાભ થવામાં સમાનતા કે વિશેષતા ?

ઉ૦—કર્યું છે સામાયિક જેણે એવા શ્રાવકને બે ઘડી ઉપર ઉપયોગ પૂર્વક સામાયિકનું પાલન કરવામાં આવે તો લાભ માટે છે, પરંતુ જો ઉપયોગ ન હોય અને ટાઈમ અધિક થઇ જાય તો અતિચારને માટે છે એમ જાણ્યું છે. ૩-૩-૪-૨૮-૧૩૨

પ્ર૦ ૫—શ્રાવકોને પોરસી વગેરે પચ્ચખ્ખાણ ચોવીહારે જ હોય ? કે તિવિહાર દુવિહારે પણ હોય ?

ઉ૦-"निसिपोरिसिपुरिमेगासणाइं सड्ढाण दुतिचउहा"[५१]

---

५१ "चउहाहारं तु नमो, रत्तिंपि मुणीण सेस तिह चउहा निसि पोरिसि पुरिमेगा-सणाइं सड्ढाण दु-ति-चउहा।" (પચ્ચખ્ખાણ ભાષ્ય, ગા૦ ૧૨)

"શ્રાવકોને રાત્રિનું પચ્ચખ્ખાણ, પોરસિ, પુરિમઢ્ઢ, અને એકાસણું વગેરે દુવિહારે, તિવિહારે, અને ચોવિહારે કરવું કલ્પે છે." ૩-૩-૫-૨૯-૧૩૩

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર ચોથા-ફરીથી
પંડિત-કાન્હર્ષિગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—ચન્દ્ર, અને સૂર્ય પોતાના મૂલ વિમાનથી શ્રીમહાવીર પરમાત્માને વંદન કરવા માટે આવેલા છે, તેમાં તારાઓના વિમાનનું પરસ્પર અંતર અલ્પ હોવાથી મોટા પ્રમાણવાળા તે ચન્દ્ર, સૂર્યના વિમાનોનું આગમન કેમ સંગત થાય ?

ઉ૦—જેમ ચંદ્ર, સૂર્યનું મૂલ વિમાને આગમન આશ્ચર્યમાં અન્તર્ભૂત થાય છે, તેમ તારાઓના વિમાનોની વચમાં પ્રવેશ પણ આશ્ચર્યમાં અન્તર્ભૂત હોય એમ સંભાવના થાય છે. ૩-૪-૧-૩૦-૧૩૪

પ્ર૦ ૨—તીર્થંકરોના કલ્યાણકોમાં સૌધર્મ ઇન્દ્રાદિ દેવો જ્યારે નંદીશ્વર દ્વીપમાં રહેલ રતિકર પર્વતોમાં વિમાનનો સંકોચ કરીને અહિં આવે છે, ત્યારે અંતર અલ્પ

ભાવાર્થ—મુનિઓને નવકારશી અને સાંજનું પચ્ચખ્ખાણ ચોવીહારૂં હોય છે, બાકીનાં પચ્ચખ્ખાણો તિવિહાર તથા ચોવિહાર હોય છે. શ્રાવકોને રાત્રી તથા પોરસી, પુરિમઢ્ઢ, એકાસણાદિ પચ્ચખ્ખાણો દુવિહાર, તિવિહાર, તથા ચોવિહારે કરવા કલ્પે છે.'

આ વિચારથી સમજી શકાશે કે જે સાધુ શ્રાવકો સમયોચિત નવકારશી ચોવિહાર પોરસી તિવિહાર આદિ પચ્ચખ્ખાણો કરે કરાવે છે તે શાસ્ત્ર વિરૂદ્ધ નથી, પરંતુ જેઓ આ શાસ્ત્રવિધિને જાણ્યા વિના 'નવું' કહીને નીંદે છે, તે ખરેખર શાસ્ત્રથી વિરૂદ્ધ જ છે.

હોવાથી સ્થિર તારાઓની વચમાંથી તે વિમાનો કેવી રીતે નીકળી શકે છે ?

ઉ૦—[૫૨]"तारस्स य तारस्स य जंबुद्दीवंमि अंतरं गुरुअं" ઇત્યાદિ જેમ જંબૂદ્વિપને આશ્રયીને તારાઓનું અંતર કહ્યું છે, તેમ અન્યત્ર અંતરનું પ્રમાણ કહ્યું સાંભળ્યું નથી, માટે કોઈ પણ જાતની આશંકા નહિ કરવી. ૩-૪-૨-૩૧-૧૩૫

પ્ર૦ ૩—ચોથભક્ત-ઉપવાસનું પચ્ચખ્ખાણ કરનાર શ્રાવકને પારણે અને ઉત્તરપારણે દુવિહારનું પચ્ચખ્ખાણ કરવું કલ્પે કે નહિ ?

ઉ૦—પરંપરાથી તિવિહારનું પચ્ચખ્ખાણ કરાતું જોવાય છે. ૩-૪-૩-૩૨-૧૩૬

પ્ર૦ ૪—શ્રીભગવતીજી સૂત્રના ૧૦મા શતકના ૧૧મા ઉદ્દેશામાં દેવતાઓનાં આયુષ્યનાં સ્થિતિસ્થાનકો દશહજાર વર્ષથી આરંભીને એક એક સમય અધિક એમ તેત્રીસ સાગરોપમ સુધીનાં સ્થિતિસ્થાનકો કહ્યાં છે. તે સઘળાં સ્થિતિસ્થાનકોમાં, દેવો લાભે કે નહિ ?

---

૫૨-"तारस्स य तारस्स य जंबुद्दीवंमि अंतरं गुरुअं ।
वारस जोअणसहस्सा, दोन्नि सया चेव बायाला ॥४९॥
छावट्ठा दो अ सया, जहन्नमेअं तु होइ वाघाए ।
निव्वाघाए गुरुलहु, दो गाउअ धणुसया पंच ॥५०॥"
(સંગ્રહણી વૃત્તિ, પૃ૦ ૨૫/૨)

ભાવાર્થ—'જંબૂદ્વિપમાં રહેલ તારા વિમાનોનું વ્યાઘાતને આશ્રયીને પરસ્પર ઉત્કૃષ્ટ આંતરૂ ૧૨૨૪૨ યોજન અને જઘન્ય આંતરૂં ૨૫૬ યોજન છે, પરંતુ વ્યાઘાત વિનાનું જઘન્ય અને ઉત્કૃષ્ટ આંતરૂં ૨ ગાઉ અને ૫૦૦ ધનુષ્ય છે.'

ઉ૦—સર્વ સ્થિતિસ્થાનોમાં દેવો હોય એવો નિયમ જાણ્યો નથી. ૩-૪-૪-૩૩-૧૩૭

પ્ર૦ ૫—દિગંબર મતની ઉત્પત્તિનું મૂલ કારણ સહસ્રમલ છે તેના ગુરૂનું નામ શું ?

ઉ૦—આવશ્યકની ટીકામાં તેના અધિકારમાં "કૃષ્ણાચાર્ય" એવું નામ આપ્યું છે. ૩-૪-૫-૩૪-૧૩૮

પ્ર૦ ૬—શ્રીઆદિનાથ પ્રભુના સમવસરણમાં જે તે કાલના મનુષ્યોના શરીર પ્રમાણ શરીરથી દેવો આવ્યા, ત્યારે શરીરને અનુસરીને મોટાં એવાં તે દેવોના વિમાનોનો તારા મંડલની વચ્ચે પ્રવેશ કેવી રીતે સંગત થઈ શકે ? કારણકે તારાઓનું પરસ્પર અંતર અલ્પ છે.

ઉ૦—નન્દીશ્વર દ્વીપમાં વિમાનનો સંકોચ કરીને તિર્છા જંબૂદ્વીપમાં આવતા દેવોને વચમાં તારાઓનો અભાવ હોવાથી શંકાને સ્થાન નથી. ૩-૪-૬-૩૫-૧૩૯

પ્ર૦ ૭—શ્રાવકોને ૧૨ વ્રત ઉચ્ચરતાં કન્યાલીકાદિ જુઠ્ઠું નહિ બોલવું વગેરે વિરમણ વ્રત ગ્રહણ કર્યું હોય ત્યારે પોતાની કન્યાના વિષયમાં કોઇ પણ જાતની જયણા હોય કે નહિ ?

ઉ૦—જયણા હોઇ શકે છે, કારણકે "दक्खिणाइअवि-सए"—વ્રત ઉચ્ચરતી વખતે સામાચારી વગેરેમાં દાક્ષિણ્યાદિકનો વિષય હોય ત્યાં જયણા રાખવાનું કહેલ છે. ૩-૪-૭-૩૬-૧૪૦

પ્ર૦ ૮—દિવસના ચૌદ નિયમ ગ્રહણ કરતી વખતે કારણ નહિ હોવાથી મૈથુન અને દૂરંજવાનો નિષેધ કર્યો હોય

,તો રાત્રિના સમયે તે મૈથુન અને દૂરગમનને મોકળાં કરવાં કલ્પે કે નહિં ?

ઉ૦—કલ્પી શકે છે એમ જાણ્યું છે. ૩-૪-૮-૩૭-૧૪૧

પ્ર૦ ૯—"देसियराइयपक्खियचाउम्मासे तहेव वरिसे य।
इक्किके तिन्नि गमा नायव्वा पंचसेएसु" ॥१॥

આ પ્રમાણેની કાયોત્સર્ગ નિર્યુક્તિની ૯૪મી ગાથાનો શો અર્થ છે ?

ઉ૦—કાયોત્સર્ગ નિર્યુક્તિની ૯૪ મી ગાથાનો અર્થ હારિભદ્રી આવશ્યક ટીકામાં આ પ્રમાણે છે-'देसिय'त्ति દિવસના પાપની આલોચના માટે કરાતું દૈવસિક, રાત્રિના પાપની આલોચના માટે કરાતું રાઈ, પક્ષ સંબધિ-૧૫ દિવસના પાપની આલોચના માટે કરાતું પખ્ખી, ચાર મહિનાના પાપની આલોચના માટે કરાતું ચોમાસી, અને એક વર્ષના પાપની આલોચના માટે કરાતું સંવત્સરી એમ પાંચ પ્રતિક્રમણ છે. તે દરેક પ્રતિક્રમણમાં ત્રણ ગમો જાણવા. આ પાંચ દૈવસિક વગેરે પ્રતિક્રમણમાં ત્રણ ગમો કેવી રીતે હોય છે ? તો જણાવે છે કે ૧-સામાયિક-કરેમિ ભંતે સૂત્ર કરીને કાઉસગ્ગ (શયનાસનાદિનો) કરવો, ૨-કરેમિ ભંતે કરીને પ્રતિક્રમણ-સાધુને ઉદ્દેશીને પગામસજ્ઝાય અને શ્રાવકને માટે વંદિત્તા સૂત્ર કહેવું, ૩ ફરીથી કરેમિ ભંતે કરીને કાઉસગ્ગ (બે લોગસ્સ વગેરેનો) કરવો, એમ ત્રણ ગમ સમજવા. અહિં એટલું વિશેષ સમજવું કે તીર્થની સ્થાપના દિવસે થયેલી છે, તેમજ દિવસ પ્રધાન છે માટે શરૂઆતમાં દૈવસિક પ્રતિક્રમણ કહ્યું છે. ૩-૪-૯-૩૮-૧૪૨

ત્રીજા પ્રકારે પ્રશ્નકાર પાંચમા-ફરીથી પંડિત નગર્ષિ ગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—જ્યાં એક બાદર પર્યાપ્ત જીવ હોય ત્યાં તેની નિશ્રાએ અસંખ્યાતા અપર્યાપ્તા હોય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે, તેમાં આજ્ઞાજ પ્રમાણ છે કે યુક્તિ ?

ઉ૦—આ વિષયમાં આજ્ઞાજ પ્રમાણ છે, પરંતુ કોઈ યુક્તિ જોઇ નથી. ૩–૫–૧–૩૯–૧૪૩

પ્ર૦ ૨—સંપૂર્ણ ધર્માસ્તિકાય દ્રવ્ય કહેવાય કે સ્કંધ કહેવાય ?

ઉ૦—સંપૂર્ણ ધર્માસ્તિકાય દ્રવ્ય કહેવાય છે. કોઇક સ્થળે ઉપચારથી સ્કંધ પણ કહેવાય છે, એમાં કાંઈ પણ બાધક જણાતું નથી. ૩–૫–૨–૪૦–૧૪૪

પ્ર૦ ૩—પરમાણુના રૂપ વગેરેનું પરાવર્તન થાય કે નહિ?

ઉ૦—પરમાણુના રૂપ વગેરેનું પરાવર્તન થાય છે, એમ જાણવું. ૩–૫–૩–૪૧–૧૪૫

પ્ર૦ ૪—શ્રી ગૌતમ સ્વામી ભગવાન ગોચરી લેવા એકલા ગયા હતા કે સંઘાટક સહિત ?

ઉ૦—પ્રાયઃ એકાકીજ ગયા હતા એમ ભગવતી આદિ આગમમાં સંભળાય છે, પરંતુ તેઓશ્રી પ૩આગમવિહારી

પ૩—"आगम-ववहारिणो छज्जणा, तंजहा-केवल-मण-ओहि-नाणी-चोद्दस-दस-नव-पुव्वी य।"

(જીતકલ્પ ચૂર્ણિ, પૃ૦ ૨)

ભાવાર્થ—'શાસ્ત્રમાં પાંચ પ્રકારના વ્યવહાર કહેલા છે. આગમ, શ્રુત, આજ્ઞા, ધારણા અને જીત.-તેમાં આગમ વ્યવહારીના છ ભેદ છે. ૧-કેવલજ્ઞાની. ૨-મનઃપર્યવજ્ઞાની. ૩-અવધિજ્ઞાની. ૪-

હોવાથી, ઉચિત અનુચિતનો વિચાર-અર્થાત્ એકલા જવું એ ઉચિત કે અનુચિત હતું, એ વિચાર કરવો યુક્તિયુક્ત નથી. ૩-૫-૪-૪૨-૧૪૬

પ્ર૦ ૫—ગ્રૈવેયકાદિ દેવલોકમાં પાણી નથી, તો ત્યાં રહેલા દેવો જિનપૂજા કેવી રીતે કરે છે?

ઉ૦—ગ્રૈવેયક વગેરેમાં પાણીની જેમ વનસ્પતિ પણ નથી. એટલે પૂજાની સામગ્રી નહિ હોવાથી, તેમજ તે દેવોને ગમનાગમનાદિ પ્રયોજનનો અભાવ હોવાથી દ્રવ્યથી જિનપૂજા સંભવતી નથી, એમ જાણવું. ૩-૫-૫-૪૩-૧૪૭

પ્ર૦ ૬—સૂક્ષ્મ અને બાદર નિગોદ પર્યાપ્તા અને અપર્યાપ્તા એમ બે ભેદે છે. એક નિગોદમાં અનંતા જીવો છે. અહિં નિગોદ એટલે શું? અને તેમાં જીવો કેટલા છે? એ સ્પષ્ટ રીતે જણાવવા કૃપા કરશો?

ઉ૦—નિગોદ શબ્દથી અનંત જીવોથી ઉત્પન્ન થએલું વનસ્પતિ રૂપ એક સાધારણ-સામાન્ય-અનંતજીવો વચ્ચે એક શરીર છે. તે એક શરીરમાં અનંતા જીવો રહેલા છે. આ કારણથી જ અનંતકાયિક જીવો સાધારણ કહેવાય છે ૩-૫-૬-૪૪-૧૪૮

પ્ર૦ ૭—જ્યારે[૫૪] ચતુર્દશીને દિવસે, અથવા અમા-

---

ચૌદપૂર્વી. ૫-દશપૂર્વી અને ૬—નવપૂર્વી. આગમ વ્યવહારીઓ અતીન્દ્રિય જ્ઞાની હોવાથી તેઓને શાસ્ત્ર બંધનકારક નથી.

૫૪—પંચાંગમાં પર્યુષણાના આઠ દિવસોમાં જ્યારે અમાસ આદિ એક તિથિનો ક્ષય આવે ત્યારે પર્યુષણા અટ્ઠાઈધર અગીયારશે આવે છે, એમ થતાં કલ્પવાંચન પ્રશ્નમાં જણાવ્યા મુજબ ચૌદશે આવે છે. જ્યારે અમાસ આદિ એક તિથિની વૃદ્ધિ આવે ત્યારે અટ્ઠાઈધર તેરશે

વાસ્યા આદિ તિથિની વૃદ્ધિ હોય ત્યારે અમાસ કે પડવાના દિવસે કલ્પનું વાંચન થાય; ત્યારે છઠ્ઠ તપ ક્યારે કરવો ?

ઉ૦—છઠ્ઠ તપ કરવામાં દિવસનું નૈયત્ય નથી-કોઇ દિવસનો નિશ્ચય નથી. યથારૂચિ કરી લેવો એમાં આગ્રહ શો ? ૩-૫-૭-૪૫-૧૪૯

બેસે છે, અને કલ્પવાંચન બીજી અમાસ આદિને રોજ થાય છે. આ પ્રશ્ન શું સાબીત કરે છે ? એજ કે પંચાંગમાં અમાસ આદિ કોઈ પણ તિથિની ક્ષય વૃદ્ધિ આવે છે, અને તે જે પ્રમાણે આવેલી હોય તેને તેજ પ્રમાણે શ્રી તપાગચ્છની સામાચારી માન્ય રાખે છે, પણ તેને બદલે અન્યાન્ય તિથિની ક્ષય કે વૃદ્ધિ કલ્પીને ઉદય તિથિઓની પરાવૃત્તિ કરવામાં આવતી નથી.

ત્યારે, 'આજે કેટલાક પુનમ અમાસ આદિ તિથિની ક્ષય વૃદ્ધિએ તેરસ આદિની ક્ષય વૃદ્ધિ કરે છે, અને કહે છે કે-જૈનોમાં તિથિની ક્ષય વૃદ્ધિ મનાય જ નહિ, એવી પરંપરા છે, આમ કહીને તેઓ ભાદરવા સુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજ અગર ચોથની ક્ષય વૃદ્ધિ કલ્પીને વાર્ષિક પર્વની પણ પરાવૃત્તિ કરવાની પહેલ કરે છે, અને જોડીયાં પર્વો સાથેજ રાખવાં જોઇએ એવી દલીલ કરે છે, તે શું બધુયે ખોટુ છે? '

બેશક, એ બધુયે ખોટુંજ છે, તેનો પુરાવો આપણને ઉપલા પ્રશ્નોત્તરમાંથી પણ સ્પષ્ટ મલીજ રહે છે.

જૈનાચાર્યોએ જ્યારે એ ફરમાન કર્યું છે કે—'જૈન પંચાગો વિચ્છેદ પામ્યાં છે, તિથિ વગેરે લૌકિક પંચાંગો માનીનેજ કરવાનાં છે,' ત્યારે પંચાંગોમાં આવેલી તિથિની ક્ષય વૃદ્ધિને નહિ માનવી અને તેને બદલે કલ્પિત તિથિઓની ક્ષય વૃદ્ધિ માનવાનો હઠાગ્રહ સેવવો, એમાં તો અગોને સાદી સમજનો પણ અભાવજ દેખાય છે. બીજું શ્રીતપગચ્છ સામાચારીનો નિયમ ઉદયતિથિ આરાધવાનો છે,

પ્ર૦ ૮—સમવસરણમાં બિરાજમાન તીર્થંકરો શું ગૃહસ્થના વેષે દેખાય કે સાધુના વેષે દેખાય ?

ઉ૦—સમવસરણમાં બિરાજમાન તીર્થંકરો ન તો ગૃહસ્થના વેષે દેખાય, કે ન તો સાધુના વેષે દેખાય, પરંતુ

કોઇ તિથિનો ક્ષય આવે તો પૂર્વતિથિને દિવસેજ તેની આરાધના કરવી, અને વૃદ્ધિ આવે તો બીજે દિવસેજ આરાધના કરવી, આ સુવિશુદ્ધ પરંપરા છે. તેને કલ્યાણક તિથિઓમાં તો એ પ્રમાણે જ માનવી અને બાર પર્વિઓમાં તેમ નહિ માનવી, એ પણ અમોને તો સાચી પરંપરા વિષયક તેમનું કેવલ અજ્ઞાનપણું બતાવનારૂં દીસે છે. ત્રીજું, જોડીયાં પર્વોના નામે યદિ (સંવત્સરીની) ચોથ, ચતુર્દશી આદિ પર્વો ફેરવી શકાતાં હોત તો ઉત્તરદાતા આચાર્ય ઉપલા પ્રશ્નના ઉત્તરમાં 'આગ્રહ ન રાખવાનો' અનુરોધ કરત જ નહિ. કેમકે એમાં ચૌદશ અમાસ સાથે રહી શકતાં નથી જ એ દેખીતી વાત છે. આ વિષે વધુ સાબીતિ માટે જુઓ આજ ગ્રંથનો પ્રશ્નોત્તર ૪-૩-૫-૨૭ અને તેના ઉપરનું ટિપ્પણ.

આ એક પ્રશ્નોત્તરમાં પણ જો તટસ્થ દૃષ્ટિથી વિચારશો તો અમોને ખાત્રી છે કે આજે તિથિઆરાધનાના વિષયમાં ખોટો આગ્રહ રાખવાનું કોઇને કારણ રહેશે નહિ. જે એમ કહેવામાં આવે છે કે-'પુનમ આદિની ક્ષય વૃદ્ધિ માનશો તો ઓળી કયારે બેસાડશો? યાત્રા કયારે કરશો ? વિહાર કયારે કરશો ? ઈત્યાદિ', એમાં પણ કશુંજ તત્ત્વ નથી. કારણ કે આઠ દિવસોમાં જો કોઈ તિથિની ક્ષયવૃદ્ધિ હોય તો જેમ પર્યુષણાની અટ્ઠાઈ એક દિવસ આગળ પાછળ બેસાડી ય છે, તથા છટ્ઠને માટે જેમ આર્યાચાર્યે યથારૂચિ જણાવ્યું, તેમ આમાં પણ. એટલે પુનમ આદિની ક્ષયવૃદ્ધિ હોય ત્યારે ઓળી એક દિવસ આગળ અગર પાછળ બેસાડવા વગેરેનું ગુરૂગમથી રહેજે સમજી શકાય તેવું છે.

લોકોત્તર સ્વરૂપે દેખાય છે. માટેજ તીર્થંકરો અમુક જેવા દેખાય છે એમ ઉપમા દ્વારા કહી શકાતું નથી. કેમકે-'તીર્થંકરો અન્યલિંગે, ગૃહસ્થલિંગે કે કુલિંગે ન દેખાય' એવું શાસ્ત્રવચન છે. ૩-૫-૮-૪૬-૧૫૦

પ્ર૦ ૯—પ્રતિક્રમણ કરતાં ગણધરો સ્થાપના સ્થાપે કે નહિ? જો સ્થાપના સ્થાપે તો તીર્થંકરની કે અન્યની સ્થાપના સ્થાપે?

ઉ૦—તીર્થંકરો દેવ અને ગુરૂ સ્વરૂપ હોવાથી તેમની પાસે પ્રતિક્રમણ વગેરે ક્રિયા કરતાં સ્થાપનાનું પ્રયોજન નથી. પરંતુ તીર્થંકરની અવિદ્યમાનતામાં પ્રતિક્રમણ વગેરે ક્રિયા કરતાં તેઓ આપણી જેમ સ્થાપના સ્થાપતા હોય એમ સંભાવના થાય છે. ૩-૫-૯-૪૭-૧૫૧

પ્ર૦ ૧૦—ગુરૂપૂજા સંબંધિ સુવર્ણ વગેરે દ્રવ્ય ગુરૂદ્રવ્ય કહેવાય કે નહિ?

પ્ર૦ ૧૧—તથા પૂર્વે આ પ્રમાણે ગુરૂપૂજાનું વિધાન હતું કે નહિ?

પ્ર૦ ૧૨—તેમજ એ દ્રવ્યનો ઉપયોગ કયાં કરાય? આ જણાવવા કૃપા કરશો.

ઉ૦—ગુરૂપૂજા સંબંધી સુવર્ણ વગેરે સ્વનિશ્રાનું નહિ હોવાથી-પોતાને સ્વાધીન કરેલું નહિ હોવાથી ગુરૂદ્રવ્ય ન કહેવાય, પરંતુ જે રજોહરણાદિ વસ્તુઓ ગુરૂઓએ પોતાને સ્વાધીન કરી હોય તે વસ્તુઓ ગુરૂદ્રવ્ય કહેવાય, એમ જણાય છે. તથા શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીની કુમારપાલ ભૂપાલે સુવર્ણકમળોથી પૂજા કરી છે, એવા અક્ષરો કુમારપાલ પ્રબંધમાં છે. તેમજ 'ધર્મલાભ-તને ધર્મનો લાભ થાઓ,

એ પ્રમાણે જ્યારે કહ્યું ત્યારે દૂરથી જેઓએ હાથ ઉંચા કર્યા છે એવા સિદ્ધસેનસૂરિને વિક્રમ રાજાએ કોટિ દ્રવ્ય આપ્યું.' આ અગ્રપૂજા રૂપ દ્રવ્યનો તે વખતે જીર્ણોદ્ધારમાં ઉપયોગ કર્યો હતો, એમ તેમના પ્રબંધ વગેરેમાં સંભળાય છે. આ વિષયમાં ઘણું કહેવા યોગ્ય છે, કેટલું લખીએ? તમે પૂછેલા ત્રણ પ્રશ્નોના આ પ્રમાણે ઉત્તરો [૫૫]છે. ૩-૫-૧૦-૧૧-૧૨-૪૮-૪૯-૫૦-૧૫૨-૧૫૩-૧૫૪

પ્ર૦ ૧૩—કૃત્રિમ-બનાવેલી વસ્તુ કેટલો કાલ રહે? સંખ્યાત કાલ સુધી કે અસંખ્યાત કાલ સુધી?

ઉ૦—કૃત્રિમ વસ્તુ અનેક પ્રકારની હોય છે. માટે આ વિષયમાં ભગવતીના આઠમા શતકના નવમા ઉદ્દેશાના સૂત્રની ટીકા જોવી. વળી આ વિષયમાં અષ્ટાપદ ગિરિ ઉપર રહેલ ચૈત્યને આશ્રયીને જો કોઇ વિવાદ કરે, તો તે વસ્તુને અનુલક્ષીને વસુદેવહિણ્ડિમાં આ પ્રમાણે કહ્યું છે-"ત્યારબાદ તે જહ્નુ વગેરે કુમારોએ (પોતાના) પુરૂષોને આજ્ઞા કરી કે-અષ્ટાપદ જેવા પર્વતની ગવેષણા કરો. ત્યાર બાદ તપાસ કરતાં તે પુરૂષોએ અષ્ટાપદ સમાન પર્વત દૃષ્ટિપથમાં નથી આવ્યો એમ જણાવ્યું. ત્યાર બાદ જહ્નુ વગેરે કુમારોએ અમાત્યને કહ્યું કે-આ જિનમંદિર કેટલા કાલ સુધી રહેશે? ત્યારે અમાત્યે કહ્યું કે-'આ અવસર્પિણી સુધી રહેશે એમ

૫૫—આ પ્રશ્નોત્તરથી સિદ્ધ થાય છે કે-શ્રાવકો ગુરૂપૂજા કરે, તે શાસ્ત્રોક્ત જ છે, અને એ માટે ઉછામણીનો પ્રસંગ હોય તો તે દેવ દ્રવ્યની વૃદ્ધિકારક હોઈ શાસ્ત્રવિધિને ઉપકારક જ છે. પણ આ પ્રકારની ગુરૂપૂજાનું દ્રવ્ય દેવદ્રવ્ય તરીકે ગણાય છે એટલે તેનું ઉત્પન્ન સાધુઓના ઉપયોગમાં આવી શકે નહિ.

કેવલી-જિનો પાસેથી મારા સાંભળવામાં આવ્યું છે.' તથા આ સંબંધે સિદ્ધાન્તના અક્ષરો બતાવો. એમ જો કોઇ કહે તો જમ્બુદ્વીપપ્રજ્ઞપ્તિ વગેરેમાં સુષમાસુષમા વગેરે આરાના વર્ણનમાં વાવ, દીર્ઘિકા, કાંસુ વગેરે ધાતુ ઇત્યાદિ કૃત્રિમ પદાર્થનો સદ્‌ભાવ બતાવ્યો છે, તે અધિકાર દેખાડવો. ૩-૫-૧૩-૫૧-૧૫૫

પ્ર૦ ૧૪—જીવાભિગમ સૂત્રમાં પ્રત્યેક વનસ્પતિના અધિકારમાં કુહણા શબ્દનો અર્થ ભૂમિસ્ફોટ કહ્યો છે, તો પછી જીવવિચારમાં ભૂમિસ્ફોટોને સાધારણ વનસ્પતિની અંદર કેમ કહ્યા છે?

ઉ૦—જીવાભિગમ સૂત્રમાં પ્રત્યેક વનસ્પતિના અધિકારમાં કુહણા શબ્દથી ભૂમિસ્ફોટ કહ્યા છે, અને જીવવિચારમાં ભૂમિસ્ફોટ વનસ્પતિને સાધારણની અંદર ગણાવેલ છે. આ વિષયમાં તત્ત્વ શું છે તે તત્ત્વવિદ્ જાણે એમ જાણવું. ૩-૫-૧૪-૫૨-૧૫૬

પ્ર૦ ૧૫—વિમાનોના આંતરામાં ભૂમિ છે કે નહિ?

ઉ૦—ભૂમી નથી, એમ જણાય છે. કારણકે ભગવતીજી વગેરે સૂત્રોમાં નરક સંબંધી સાત અને એક ઇષત્ પ્રાગ્ભારા એમ આઠજ પૃથ્વી કહેલી છે. જો સ્વર્ગમાં પણ પૃથ્વી હોત તો શાસ્ત્રમાં અધિક પણ કહી હોત. ૩-૫-૧૫-૫૩-૧૫૭

પ્ર૦ ૧૬—અત્યારે જે શક્ર ઇંદ્ર છે તે પૂર્વભવમાં કાર્તિક નામનો અભિનવ શેઠ હતો, અને ગંગદત્ત જીર્ણ શેઠ હતો. આ બે શેઠે મુનિસુવ્રત સ્વામી પાસે દીક્ષા લીધી. એમ શ્રી ભગવતીજીના ૧૬મા શતકના ૫ મા ઉદ્દેશાના અન્ત ભાગમાં

"दिव्वं तेयलेसं असहमाणे"त्ति એ સૂત્રની ટીકામાં કહ્યું છે. પરંતુ વન્દારૂવૃત્તિમાં વિશાલા નગરીમાં શ્રીમહાવીરના કાયોત્સર્ગના અધિકારમાં જીર્ણશેઠ અને અભિનવ શેઠ કહ્યા છે, તો તે કયા ?

ઉ૦—"दिव्वं तेयलेसं असहमाणे" આ સૂત્રની ટીકામાં જે જીર્ણશેઠ અને અભિનવ કહ્યા છે, કે જેઓએ મુનિસુવ્રતસ્વામિ પાસે દીક્ષા લીધી છે, તે બીજા છે, અને વન્દારૂવૃત્તિમાં વિશાલામાં જે જીર્ણશેઠ અને અભિનવ શેઠ કહ્યા છે તે જુદા જ છે, એમ જણાય છે. એટલે આ વિષયમાં સંશય શો હોઇ શકે ? ૩-૫-૧૬-૫૪-૧૫૮

પ્ર૦ ૧૭—"तस्स अयसिआ ओलंबंति तं च वेज्जे अदक्खु त्ति"-'તેના હરસ લટકે છે, વૈદ્ય લટકતા, તે હરસ જોયા', આ પ્રમાણે ભગવતીજીના ૧૬મા શતકના ૫ મા ઉદ્દેશાના ક્રિયા અધિકારમાં કહ્યું છે. અહિં વૈદ્યને ક્રિયા કઈ લાગે ? શું જીવ સંબંધિ હિંસાદિની ક્રિયા લાગે કે કાર્ય કરવા રૂપની ક્રિયા લાગે ?

ઉ૦—"तस्स अयसिआ ओलंबंति तं च वेज्जे अदक्खु" આ સૂત્રને અનુસરીને હરસ પાડવામાં વૈદ્યને જે ક્રિયા લાગે છે તે વ્યાપાર જન્ય છે પરંતુ જીવહિંસાથી થતી ક્રિયા લાગતી નથી કારણ કે હરસ સજીવ છે એવા શાસ્ત્રાક્ષરો દેખાતા[૫૬] નથી. ૩-૫-૧૭-૫૫-૧૫૯

પ્ર૦ ૧૮—"હે ભગવન્! ભવ્ય દ્રવ્ય નારકીની (ભાવિમાં જે જીવ નારકી થવાનો હોય તેની) કેટલા કાલ પ્રમાણ સ્થિતિ—આયુષ્ય કહી છે? હે ગૌતમ ! જઘન્યથી અન્તર્મુહૂર્ત અને

૫૬—આનો ભાવાર્થ એ છે કે હરસ પોતે સ્વતંત્ર જીવ નથી.

ઉત્કૃષ્ટથી પૂર્વક્રોડ વર્ષની સ્થિતિ કહી છે. તથા હે ભગવન્! ભવ્ય દ્રવ્ય અસુર કુમારની (ભાવિમાં જે જીવ અસુરકુમાર થવાનો હોય તેની) કેટલા કાલની સ્થિતિ કહી છે? હે ગૌતમ! જઘન્યથી અન્તર્મુહૂર્ત અને ઉત્કર્ષથી ત્રણ પલ્યોપમ કહી છે." તો શું તે જીવ જન્મ થયા બાદ તુરતજ આયુષ્ય બાંધે છે કે અન્ય ભવથી અંતરિત બાંધે છે? આયુષ્ય બંધ તો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે બંધાય એમ શાસ્ત્રમાં કહ્યું છે. આ સંબંધિ નિર્ણય જણાવવા કૃપા કરશો?

ઉ૦—દ્રવ્ય વિષયક જીવના ત્રણ આદેશો છે. ૧–એક ભવિક, આયુષ્યના બંધ પૂર્વે. ૨–બદ્ધાયુષ્ક, પરભવના આયુષ્યના બંધવાળો. અને ૩–અભિમુખ નામગોત્ર, પરભવના નામ ગોત્ર ભોગવવા માટે સન્મુખ થએલો. જેમકે–કમલનો જીવ જે આગામિ ભવમાં પ્રત્યેક વનસ્પતિકાયરૂપ કમલ થનારો છે અને પૂર્વભવમાં કમલ તરીકેનું આયુષ્ય બાંધ્યું ન હોય તો પણ તે જીવને એક ભવિક દ્રવ્યકમલ તરીકે કહી શકાય છે. અને જો કમલનું આયુષ્ય બાંધ્યું હોય તો બદ્ધાયુષ્ક દ્રવ્યકમલ તરીકે કહી શકાય છે અને કમલ તરીકેનું આયુષ્ય બાંધ્યા પછી એ નામ ગોત્ર વગેરેને ભોગવવા સન્મુખ થયો હોય તો અભિમુખ નામગોત્ર દ્રવ્ય કમલ તરીકે કહી શકાય છે. જીવના દ્રવ્યમાં આ ત્રણ આદેશો છે. આ પ્રમાણે શ્રીસૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધની નિર્યુક્તિમાં કહ્યું હોવાથી જે જીવ અનન્તર આગામિ ભવમાં નારકી થનારો હોય તે જીવે નારકીના આયુષ્યનો બંધ ન કર્યો હોય તો પણ પૂર્વભવમાં દ્રવ્ય નારકી તરીકે કહી શકાય છે. તેથી તેની ઉત્કર્ષથી સ્થિતિ પૂર્વક્રોડ વર્ષ સુતરાં સંભવી શકે છે,

એટલે કોઈ પણ જાતની શંકાને અવકાશ રહેતો નથી. એવી રીતે ભાવિ અસુરકુમારના સંબંધમાં પણ વિચારી લેવું. ૩–૫–૧૮–૫૬–૧૬૦

પ્ર૦ ૧૯—કોઈ દેશમાં તેલ વગેરેનો હાથ દઈને કણકને મસળવામાં આવે છે અને એવી રીતે કરીને માંણુવાળી રોટલી વગેરે કરાય છે તો તે રોટલી આયંબિલના પચ્ચખ્ખાણમાં સાધુઓને કલ્પે કે નહિ ?

ઉ૦—કોઈ દેશમાં તેલ વગેરેના હાથ કરીને કણકને મસળીને જે રોટલી કરાય છે તે રોટલી સાધુઓને આયંબિલના પચ્ચખ્ખાણમાં કલ્પે છે એમ ખબર છે. ૩–૫–૧૯–૫૭–૧૬૧

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર છઠ્ઠા-પંડિત શ્રીકલ્યાણકુશળગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦—૧ "दुसु तिसु[૫૭] तिसु कप्पेसुं, घणुदहिघणवाय तदुभयं च कमा" આ ગાથામાં કહેલ-ઘનોદધિ, ઘનવાત, અને તદુભય-ઘનોદધિઘનવાતની અને તેના વલયોની પહો-

૫૭-"दुसु तिसु तिसु कप्पेसु, घणुदहि घणवाय तदुभयं च कमा।
सुरभवणपइट्ठाणं, आगासपइट्ठिया उवरिं ॥७४॥"
(સંગ્રહણી વૃત્તિ, પૃ. ૪૫

ભાવાર્થ—'પ્રથમ બે દેવલોક-સૌધર્મ અને ઇશાનના વિમાનોના આધારરૂપે ઘનોદધિ છે. સનત્કુમાર, માહેન્દ્ર, અને બ્રહ્મદેવલોક આ ત્રણના વિમાનોના આધારરૂપે ઘનવાત છે. અને ત્યાર પછીના લાન્તક, શુક્ર, અને સહસ્રાર આ ત્રણ દેવલોકના વિમાનોના આધાર તરીકે ઘનોદધિ અને ઘનવાત કહેલા છે. આ પ્રમાણે આઠ દેવલોક સુધી છે. પછી ઉપરના દેવલોકો યાવત્ સર્વાર્થ સુધી આકાશના આધારે રહેલા છે.

લાઇ વગેરેનું પ્રમાણ કેટલું છે અને તે કયાં છે ? આ વિષયમાં હું સંદિગ્ધ છું. જો તે વસ્તુનો નિર્ણય થાય તો ત્યાંની ભૂમિની પણ પહોળાઇ લંબાઈ વગેરેનો નિર્ણય થાય.

ઉ૦—આ ગાથામાં ઘનોદધિ આદિ આઠ દેવલોકનાં વિમાનોના આધાર રૂપે આગમમાં પ્રતિપાદન કરેલ છે, એમ જોયું છે. પરંતુ તેઓનું પરિમાણ, કે વલયો હજુ સુધી જોયાં હોય એવું સ્મરણમાં આવતું નથી. ૩–૯–૧–૫૮–૧૬૨

પ્ર૦ ૨—ઉકેશગચ્છીઓ દેશનિહ્નવ છે એમ કેટલાક સ્થાપે છે અને તેનું કારણ તેઓ ઉપધાનનો અપલાપ કરે છે, એમ જણાવે છે. તો તેઓએ કરેલ ઉપધાનનો અપલાપ શું તેઓના બનાવેલા ગ્રંથોમાં નિષેધેલ જાણ્યો છે ? અથવા વર્તમાન કાલીન તે લોકો ઉપધાન વહન કરતા દેખાતા નથી તેથી કહે છે ? કે પોતાની બુદ્ધિથી જણાવે છે ? આ ત્રણ વિકલ્પોમાં છેલ્લો વિકલ્પ ઉપેક્ષા પાત્ર જ છે. બીજો વિકલ્પ પણ આશ્ચર્ય ઉપજાવે તેવો નથી, કારણ કે ઉકેશગચ્છીઓના સમુદાયમાં લાંબો કાલ થયો હોવાથી પ્રમાદે ઘર કર્યું છે, માટે પ્રમાદથી ઉપધાનનું અવહન તેઓના નિહ્નવપણામાં કારણભૂત નથી. પ્રથમ વિકલ્પ તેના નિહ્નવપણામાં હેતુ હોય તો હું તેમના તેવા ગ્રંથોને જોવાની ઈચ્છાવાળો છું. અને જો એ પણ નિહ્નવો હોય તો મૂલશાસનના શ્રાવકો કોણ છે ? અને કયાં વસે છે ? ઈત્યાદિ વિચારણીય હોવાથી પ્રવચનપરીક્ષાનું વચન પણ મારા ચિત્તમાં ઘણું જ વિચારણીય તરીકે લાગે છે. વળી કેટલાકો તો "આ લોકો નિહ્નવો છે એમ પગલે પગલે પોકાર કરે છે !" વળી "હોઇ મંગલં" આ પાઠ પણ ઉકેશગચ્છીઓની નિહ્નવતામાં પ્રયોજક નથી. કારણ કે જેમ નાગ-

પુરીયાદિ તપાપક્ષીયોમાં પંદર લોગસ્સના કાઉસગ્ગનો અભાવ છે તેમ ઉકેશગચ્છીઓની શાખા વજસ્વામિની પહેલાં જ ભિન્ન થએલી છે. વળી "काले विणए बहुमाणे उवहाणे" આ પાઠ પણ તેઓ પોતાના શ્રાવકોને અખંડ રીતે ભણાવે છે એમ દેખાય છે. માટે જો આપ નિશ્ચય કરીને જણાવો તો બાલક ઉપર અનુગ્રહ થાય ?

ઉ૦—ઉકેશગચ્છીઓ દેશનિન્હવ છે એવો પોકાર કોણ કરે છે તે અમે જાણતા નથી. અમે તો દ્વાદશજલ્પપટ્ટકમાં જણાવેલાઓને જ નિન્હવ માનીએ છીએ, બીજાઓને નહિ. દ્વાદશજલ્પપટ્ટક તો પહેલાં અમે તમોને મોકલ્યો છે. વળી આને આશ્રયીને પ્રવચનપરીક્ષામાં જે કહ્યું હોય તે, તથા અન્ય ગ્રંથ સાથે નહિ મલતું બીજું પણ કેટલુંક ચર્ચા કરવા યોગ્ય લખાણ જે હોય તે વિચારવા યોગ્ય જ છે. વળી સ્પષ્ટપણે નામનો ઉલ્લેખ કર્યા વિના જ્યાં ત્યાં નિન્હવપણું જણાવનારાઓનો પ્રતિકાર પણ શી રીતે કરવો ? ૩–૬–૨–૫૯–૧૬૩

પ્ર૦ ૩—'તે વજ્રમય એવા અંકુશોમાં ચાર કુંભ પ્રમાણ મુક્તામાળાઓ છે,' અહિં મોતિઓનું કુંભ પ્રમાણ કહેલું છે. કુંભપ્રમાણનો ક્રમ આ છે-બે અસલીની એક પસલી થાય, ૨ પસલીએ ૧ સેતિકા થાય, ૪ સેતિકાએ ૧ કુલપ થાય, ૪ કુલપનો ૧ પ્રસ્થ થાય, ૪ પ્રસ્થનો ૧ આઢક થાય, ૬૦ આઢક પ્રમાણનો ૧ જઘન્ય કુંભ થાય, ૮૦ આઢક પ્રમાણનો ૧ મધ્યમકુંભ થાય, અને ૧૦૦ આઢકે ૧ ઉત્કૃષ્ટ કુંભ થાય છે, ૮૦૦ આઢકે ૧ બાહા થાય, આ પ્રમાણે तन्दुलवेयालिय પયન્નામાં કહ્યું છે. હવે જો ૧ પસલીમાં ૧

શેર સંભવી શકે તો ૧ સેતિકામાં ૨ શેર માય, કુટપમાં ૧૦ શેર (૮ શેર), પ્રસ્થમાં ૧ મણ, આઢકમાં ૪ મણ, ૬૦ આઢકના ૨૪૦ મણ પ્રમાણનો જઘન્ય કુંભ થાય, ૩૨૦ મણ પ્રમાણનો મધ્યમ કુંભ થાય, અને ૪૦૦ મણ પ્રમાણનો ઉત્કૃષ્ટ કુંભ થાય છે. આ રીતે વિચારતાં મોતિઓનું ૬૪ મણ પ્રમાણ કેવી રીતે અસંગત થાય ? હવે જો એમ કહો કે—'આમ છતાં પણ પ્રમાણમાં અધિકતા જ થઈ, પરંતુ ઇષ્ટ પ્રમાણ તો નજ આવ્યું', તો તે સાચું છે, કારણ કે સૂત્રરચના વિચિત્ર હોવાથી 'પૃથક્ત્વ' શબ્દની માફક (જેમ એ શબ્દ બેથી નવ, સાત, અને બહુ ઇત્યાદિ અનેક અર્થમાં આવે છે તેમ) અહિં કુંભ પ્રમાણ કર્યું વિવક્ષિત હશે તે અમે જાણતા નથી. કુટપનું પ્રમાણ શાસ્ત્રમાં અનેક પ્રકારે સંભળાય છે. જેમ લીલાવતીમાં 'હસ્ત પ્રમાણ લંબાઇ પહોળાઈ યુક્ત પિંડથી જે બાર આંસીયાવાળું બને છે તે ઘન હસ્ત કહેવાય છે. ધાન્યાદિકમાં જે ઘનહસ્તનું પ્રમાણ આવે છે તેને શાસ્ત્રમાં માગધખારિકા કહેવાય છે, અને ૧ ખારીનો ૧૬મો ભાગ દ્રોણ છે, ૧ દ્રોણનો ચોથો ભાગ આઢક છે, અને આઢકનો ચોથો ભાગ ૧ પ્રસ્થ થાય છે, અને પ્રસ્થનો ચોથો ભાગ ૧ કુટપ થાય છે,' એમ કહ્યું છે. આ પ્રમાણ ઘણું જ થોડું છે. વર્તમાનકાલે પણ નેપાલદેશમાં ૩૬ પૈસાના પ્રમાણ સમાન કુટપનો વ્યવહાર ચાલે છે. આ ગણત્રીથી ૬૪ મણ કાંઇક ઓછા થાય છે. તેથી જેમ અનુત્તર વિમાનમાં રહેલા જીવોના સંખ્યાતા ભવો કહ્યા હોવા છતાં ઐતિહાસિક દૃષ્ટિએ ૨૪ ભવો લેવાય છે તેમ આ વિષયમાં ઐતિહાસિક પ્રમાણજ સ્વીકારવું, કારણકે શાસ્ત્રોમાં સ્પષ્ટ અક્ષર દેખાતા નથી. વળી જુનાં પાનાંમાં સ્પષ્ટ

પ્રમાણના અક્ષરો પણ દેખાય છે, તે આ રીતે છે–'સર્વાર્થસિદ્ધ વિમાનમાં વચમાં ૧ મોતી ૬૪ મણ પ્રમાણનું છે, તેની ફરતાં વલયાકારે ૩૨ મણ પ્રમાણનાં ૪ મોતી છે, એવી રીતે અડધા અડધા વજનનાં આઠ વલયો જ્યારે વાયુની લહરીથી પૃથગ્ થઇને મુખ્યમોતિમાં અફળાય છે ત્યારે તે વિમાન મધુરશબ્દોના નાદથી અદ્વૈતમય થાય છે,' ઇત્યાદિ. તેમજ પંડિત પદ્મવિજય ગણિની પાસે પણ સિદ્ધપ્રાભૃત પયન્નામાં આજ પ્રમાણે છે. એમ નહિ કહેવું કે–'આ પ્રમાણ શ્રદ્ધા કરાય તેવું નથી,' કારણ કે તેવા પ્રકારના ગ્રન્થનો વિચ્છેદ હોય છતાં પણ સિદ્ધાન્તને અનુસરતા અર્થની જો શ્રદ્ધા કરવામાં ન આવે તો મિથ્યાત્વ લાગે છે એમ પણ ન કહેવું કે 'આ માન સર્વાર્થસિદ્ધિમાં હશે, નન્દીશ્વર વગેરેમાં નહિ હોય,' કારણકે (ત્યાંને માટે પણ) પાઠ સરખો છે પાઠ સરખો હોય ત્યારે ઓછાવત્તાપણું હોય તેથી દોષ લાગતો નથી, જેમ "अद्धट्ठमाण राइदिआण" આ પાઠ બધા તીર્થંકરોના જન્મમાં સરખો છે, ત્યાં સૌના ગર્ભદિવસોમાં ઓછાવત્તાપણું પણ છે. આમ હોવા છતાં પણ કેટલાક આવું બોલનારાઓને નિહ્નવ કેમ કહે છે ? અને આપ શું જણાવો છો ? આ પ્રમાણેની જીજ્ઞાસામાં આપજ પ્રમાણભૂત છો.

ઉ૦—સર્વાર્થસિદ્ધ વગેરે વિમાનોમાં મોતીઓનાં પ્રમાણને આશ્રયીને વૃદ્ધવાદના અનુસારે, છુટા પાનાના અનુસારે, અને ભુવનભાનુકેવલિ ચરિત્રના અનુસારે ૬૪ મણ પ્રમાણ જણાય છે. વળી કુંભના પ્રમાણમાં વિચિત્રતા ઉપલબ્ધ થાય છે તેથી આ અર્થમાં આગ્રહ બુદ્ધિ નહિ કરવી. ૩–૬–૩–૬૦–૧૬૪

### ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર સાતમા
### પંડિત શ્રી જિનદાસ ગણિના પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—નવ નારદોએ કયાં અને કોની પાસે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું ? અને તેમાંથી સ્વર્ગે કેટલા ગયા અને મોક્ષમાં કેટલા ગયા ?

ઉ૦—નારદોની ગતિ આદિ આશ્રયીને કોઈ દેવલોકમાં અને કોઈ મોક્ષમાં ગયા છે, પરંતુ અમુક સ્વર્ગમાં કે અમુક મોક્ષમાં એમ તે સર્વની સ્પષ્ટ હકીકત કયાંય પણ દેખાતી નથી, એમ જાણવું. ૩-૭-૧-૬૧-૧૬૫

પ્ર૦ ૨—જિન પ્રતિમાઓને ગરમ લાખ વગેરેના રસથી ચક્ષુ વગેરે ચોંટાડવામાં આશાતના થાય છે કે નહિ?

ઉ૦—જે નિપુણ શ્રાવકો છે તે રાલ અને તેલ એ બે વસ્તુઓને ભેગી કરી, તેને વારંવાર મસળીને તેના રસથી જિન પ્રતિમાઓને ચક્ષુ વગેરે ચોંટાડે છે, પરંતુ ગરમ લાખના રસથી ચોંટાડતા નથી. કારણ કે તેમ કરવામાં આશાતનાના દોષનો પ્રસંગ રહેલો છે. ૩-૭-૨-૬૨-૧૬૬

પ્ર૦ ૩—આસો અને ચૈત્ર માસની અસજ્ઝાય સંબંધી સાતમ, આઠમ અને નોમ આ ત્રણ દિવસો ઉપધાનમાં ગણાય કે નહિ ?

ઉ૦—આસો અને ચૈત્ર માસની અસજ્ઝાય સંબંધી પહેલા ત્રણ દિવસો ઉપધાન તપ વિશેષની ગણત્રીમાં ગણાતા નથી, એમ જાણવું. ૩-૭-૩-૬૩-૧૬૭

પ્ર૦ ૪—માળ પહેરવાની નાણુ કયારે મંડાય ?

ઉ૦—માળ પહેરવાની નાણુને આશ્રયીને નાણનું વિધાન

કરવું આસો સુદી દસમ પછી સુઝે છે, એ પ્રમાણે વૃદ્ધવાદ છે. ૩-૭-૪-૬૪-૧૬૮

પ્ર૦ ૫—ભરત ક્ષેત્રના ચક્રવર્તિ પહેલા કયો ખંડ સાધે છે? ત્યાર પછી કયો? તે ક્રમ જણાવવા કૃપા કરશો.

ઉ૦—ચક્રવર્તિ મધ્યખંડને સાધીને સેનાનીરત્ન દ્વારા સિન્ધુખંડને સાધે છે, ત્યાર બાદ ગુફામાં પ્રવેશ કરી વૈતાઢ્ય ઓળંગી મધ્યમ ખંડ સાધે છે, સેનાનીરત્નથી જ ત્યાં રહેલા સિન્ધુખંડને સાધીને આ બાજુ આવતાં સેનાનીથીજ ગંગાથી થયેલા બંને ખંડને સાધીને રાજધાની તરફ આવે છે, આવો ક્રમ છે ૩-૭-૫-૬૫-૧૬૯

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર આઠમા

પંડિત શ્રીવેલર્ષિગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—પાસત્થા પાસે દિક્ષિત થયેલાં સાધુથી ગણ ચાલી શકે છે, એવું કયાં કહ્યું છે?

ઉ૦—સંવિગ્ન આચાર્યાદિ સંવિગ્નગીતાર્થાદિના અભાવે સંવિગ્નભક્તપાસત્થાદિની પાસે જ્યારે પ્રાયશ્ચિત અંગીકાર કરે છે ત્યારે કોઇક ફરીથી વ્રતોના આરોપણ કરવા રૂપ પ્રાયશ્ચિત સ્વીકારે છે. આ પ્રમાણે છેદગ્રન્થમાં કહેલ વચનને અનુસરીને સમાધાન જાણવું. ૩-૮-૧-૬૬-૧૭૦

પ્ર૦ ૨—કયા શાસ્ત્રમાં દેશ પાસત્થો વંદનીય કહ્યો છે?

ઉ૦—પૂર્વે કહેલ અક્ષરોના અનુસારે આચાર્ય વગેરે પાસત્થા પાસે પ્રાયશ્ચિત સ્વીકારતા હોય ત્યારે પાસત્થાને દ્વાદશાવર્ત વંદન કરે છે. કારણાન્તર હોય તો આચાર્ય વગેરે સર્વપાસત્થાને પણ મોટા વંદનાદિ કરે છે, એમ આવશ્યક નિર્યુક્તિ વગેરેમાં કહ્યું છે. ૩-૮-૨-૬૭-૧૭૧

પ્ર૦ ૩—નાણાંથી ગુરુની પૂજા ક્યાં કહી છે?

ઉ૦—"કુમારપાલરાજા શ્રીહેમચંદ્રાચાર્યની સુવર્ણ કમલથી હમેશાં પૂજા કરતા હતા" આ પ્રમાણે કુમારપાલ પ્રબંધ વગેરેમાં કહ્યું છે. તેને અનુસરીને વર્તમાન સમયે પણ ગુરુની નાણાંથી પૂજા કરાતી જોવાય છે, કેમકે નાણું પણ ધાતુમય છે. તથા આ વિષયમાં આવા પ્રકારનો વૃદ્ધવાદ પણ છે કે-"શ્રી સુમતિસાધુસૂરિના વારામાં માંડવગઢમાં મલિક શ્રી માફરે ગીતાર્થોની સુવર્ણ ટાંકોથી પૂજા કરી ૫૮હતી." ૩-૮-૩-૬૮-૧૭૨

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર નવમા-ફરીથી પંડિત શ્રીવિવેકહર્ષગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—"ઋષભદેવ અરિહંત કૌશલિક ચોરાશી લાખ પૂર્વનું સર્વ આયુષ્ય ભોગવીને સિદ્ધ, બુદ્ધ, યાવત્ સર્વ દુઃખથી મુક્ત થયા, એમ ભરત, બાહુબલી, બ્રાહ્મી અને સુંદરી માટે પણ સમજવું" આ પ્રમાણેના સમવાયાંગ સૂત્રના પાઠની સાથે "उसहो उसहस्स सुआ" ઈત્યાદિ ગાથાનો વિરોધ આવે છે, કારણકે ઋષભદેવ સ્વામિનાં છ લાખ પૂર્વ પસાર થયા પછી ઉત્પન્ન થયેલા ૮૪ લાખ પૂર્વના આયુષ્યવાળા એવા પણ બાહુબલીનું ભગવાનની સાથે નિર્વાણ કહ્યું છે. એમ ન કહેવું કે આ વિરોધનો આશ્ચર્યમાંજ સમાવેશ થાય છે, કારણકે આશ્ચર્ય તો ઉત્કૃષ્ટ અવગાહનાવાળા ૧૦૮ એક સમયે મોક્ષમાં ગયા તે છે.

---

૫૮-ગુરુપૂજા શાસ્ત્રોક્ત વસ્તુ છે, એ આ ઉપરથી સ્પષ્ટ સાબીત થાય છે. છતાં તેના ઉપર કટાક્ષ કરનારા જાણ્યે અજાણ્યે પોતાની અજ્ઞાનતા બતાવે છે. વધુ માટે જુઓ ટિપ્પણ ૫૫.

ઉ૦—સમવાયાંગ સૂત્રના અનુસારે બાહુબલીનું ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય હોવા છતાં પણ તેમનું અન્ય ગ્રન્થોમાં જે ઋષભસ્વામિની સાથે નિર્વાણ કહ્યું છે, તે વિરૂદ્ધ નથી. કારણકે એમના આયુષ્યની અપવર્તનાનો—આટલી સ્થિતિ ઘટવા રૂપ—પણ "अट्ठसय सिद्धा"—'એકસો આઠ સિદ્ધ થયા' એજ આશ્ચર્યમાં અન્તર્ભાવ થઇ શકે છે. એમ ન કહેવું કે આ અન્તર્ભાવ યુક્તિયુક્ત નથી, કારણ કે "हरिवंसकुलुप्पत्ति" આ પાઠમાં કહેલ આશ્ચર્યમાં યુગલિકના આયુષ્યનું અપવર્તન, અને નરક ગમન એ બંનેનો અન્તર્ભાવ કરવામાં આવે છે. ૩-૯-૧-૬૯-૧૭૩

પ્ર૦ ૨—"अन्तोमुहुत्तमित्तंपि"[૫૯] આ ગાથાએ કરીને સમ્યગ્દૃષ્ટિનો ઉત્કર્ષથી કાંઈક ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્ત સંસાર કહ્યો છે. "जो अ किरिआवाई सो भविओ अभविओ वा"—'જે ક્રિયાવાદી હોય તે ભવ્ય (સમ્યગ્દૃષ્ટિ) અથવા અભવ્ય (મિથ્યાદૃષ્ટિ હોઈ શકે છે," ઈત્યાદિ દશાચૂર્ણિના અક્ષરોના અનુસારે તો સમ્યગ્દૃષ્ટિ અને ક્રિયાવાદિ મિથ્યાદૃષ્ટિનો ઉત્કર્ષથી ન્યૂન પુદ્ગલ પરાવર્ત સંસાર કહ્યો છે. પરંતુ તે પણ અન્ય આગમોને અનુસરીને કાંઇક ન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્ત રૂપજ સમજાય છે. તો અહિં સમ્યગ્દૃષ્ટિ અને ક્રિયાવાદિ મિથ્યાદૃષ્ટિના સંસારનું સરખાપણું હોઇ શકે?

---

૫૯—"अंतोमुहुत्तमित्तंपि, फासियं हुज्ज जेहि सम्मत्तं।
तेसिं अवड्ढपुग्गल, परिअट्टो चेव संसारो ॥५३॥"(નવતત્ત્વ)

ભાવાર્થ—'જે આત્માઓને અન્તમુહુર્ત-માત્ર પણ સમ્યક્ત્વ સ્પર્શ્યું હોય છે તે આત્માઓનો કાંઇક ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્ત જ સંસાર રહે છે.'

ઉ૦—જો કે આભાસમાત્રથી સમાનતા કહી છે, તો પણ ઘણી આશાતના કરનાર વિરાધક એવા કોઈ સમ્યગ્દષ્ટિનો આટલો સંસાર હોઈ શકે છે, બીજાનો નહિ. ક્રિયાવાદિ મિથ્યાદષ્ટિસમુદાયમાં તો કોઇક હળુવા કર્મી જીવન જ એકાવતારી પણાનો પણ સંભવ હોઇ શકે છે. માટે સમાનતાની શંકા કઇ રીતે હોઈ શકે? આ બાબત આ પ્રમાણે પ્રતિભાસે છે—જણાય છે, તે પછી તત્ત્વ તો તત્ત્વવેત્તા જાણે. ૩-૯-૨-૭૦-૧૭૪

પ્ર૦ ૩—કોઇ જાણી બુઝીને અભિનિવેશી બનેલો હોય એવા જીવને સંસાર વૃદ્ધિના કારણભૂત ઘણો કર્મબંધ થાય, કે અજાણતા અભિનિવેશી થયેલાને અગર તેના માર્ગને અનુસરનારાને ઘણો બંધ થાય?

ઉ૦—વ્યવહારથી જ્ઞાનપૂર્વક અભિનિવેશીને ઘણો કર્મબંધ થાય, એમ જણાય છે. ૩-૯-૩-૭૧-૧૭૫

પ્ર૦ ૪—કોઈ અજાણપણે હિંસા વગેરેથી કર્મબંધ કરે છે, અને કોઇ જાણીને કર્મ બાંધે છે, આ બેમાંથી કર્મનો દઢ બંધ કોને થાય?

ઉ૦—એ બંનેમાં જેને ક્રોધાદિ પરિણામની દઢતા હોય તેને કર્મનો બંધ દઢ થાય છે, અને ક્રોધાદિ પરિણામની મન્દતા હોય તો કર્મનો બંધ મંદ થાય છે. ૩-૯-૪-૭૨-૧૭૬

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર દશમા-ફરીથી મહોપાધ્યાય શ્રીસુમતિવિજયગણિના શિષ્ય પંડિત ગુણવિજય ગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—જેમ દક્ષિણ ભરતાર્ધમાં સકલ વ્યવહારના

કર્તા શ્રીઋષભદેવસ્વામિ થયા, તેમ ઉત્તર ભરતાર્ધમાં તમામ વ્યવહારના કર્તા કોઈ પણ થાય છે કે નહિ ? જો થયા હોય તો કોણ થયા છે તેનું નામ જણાવવા કૃપા કરશો ? અને ન થયા હોય તો ત્યાં વ્યવહારની પ્રવૃત્તિ કેવી રીતે પ્રવર્તિ ?

ઉ૦—ઉત્તર ભરતાર્ધમાં પણ કોઈ જાતિસ્મરણાદિ જ્ઞાનનો ધણી, અથવા કોઈ ક્ષેત્રાધિષ્ઠાયક દેવ વ્યવહારને-નીતિને પ્રવર્તાવનાર હોઈ શકે છે. અથવા કાલના પ્રભાવથી સ્વત: પણ કેટલીક નિપુણતા ઉત્પન્ન થાય છે. ૩-૧૦-૧-૭૩-૧૭૭

પ્ર૦ ૨—સૌધર્માદિ દેવલોકમાં દેવે દેવે ઉપપાત શય્યા ભિન્ન ભિન્ન હોય, કે એક શય્યામાંજ અનેક દેવોનો ઉપપાત થાય ?

ઉ૦—મહર્ધિક દેવોની ઉપપાત શય્યા જુદી હોય, પરંતુ અન્યદેવોની એક પણ હોય એમ સંભાવના થાય છે, કેનકે તથા પ્રકારના સ્પષ્ટ અક્ષર જોયા હોવાનું યાદ આવતું નથી ૩-૧૦-૨-૭૪-૧૭૮

પ્ર૦ ૩—દેશાવકાશિક વ્રતમાં કોઈકે ૧૦૦ યોજનનું પ્રમાણ રાખ્યું હોય પછી કાંઈક કાર્ય આવી પડે અને ૧૦૦ યોજન ઉપર લેખ મોકલવામાં આવે તો વ્રતમાં દોષ લાગે કે નહિ ?

પ્ર૦ ૪—ઉપધાન વહન કરનાર શ્રાવક વગેરેને અકાલે સ્થંડીલ વગેરેની શંકા થાય તો રાત્રિના સમયે જલશૌચ વગેરે વિધિ થાય કે નહિ ?

ઉ૦—પોતાનું અથવા બીજાનું લાવેલું ગરમ પાણી હોય તો તે પાણીથી શૌચ વગેરે કરવું યુક્તિયુક્ત છે. ૩-૧૦-૪-૭૬-૧૮૦

પ્ર૦ ૫—શ્રીઋષભદેવસ્વામી ૧૦૮ સાથે એક સમયમાં જ મોક્ષ પામ્યા આશ્ચર્ય છે. પરંતુ તેમાં બાહુબલી વગેરેના આયુષ્યને આશ્રયી શું સમજવું ? આ નિર્ણય તે વસ્તુના પ્રતિપાદક ગ્રંથનું નામ જણાવવા પૂર્વક જણાવવા કૃપા કરશો.

ઉ૦—જેમ "हरिवंसकुलुप्पत्ति"-'હરિવંશ કુલોત્પત્તિ'-આ આશ્ચર્યમાં હરિવર્ષ ક્ષેત્રમાંથી લાવેલા યુગલીકના આયુષ્યનું અપવર્તન, શરીરને ટુંકાવવું, અને નરકમાં જવું વગેરે વસ્તુનો અન્તર્ભાવ થાય છે તેમ "अट्ठसयसिद्धा"-'એક સમયમાં ૧૦૮ સિદ્ધ થયા'-આજ આશ્ચર્યમાં બાહુબલીના આયુષ્યના અપવર્તનનો અન્તર્ભાવ થાય છે. ૩-૧૦-૫-૭૭-૧૮૧

પ્ર૦ ૬—જે આઠ આત્મપ્રદેશો મધ્યમાં જ રહે છે, તે પણ શું કર્મવર્ગણાઓથી લેપાયેલા છે ? કે નથી લેપાયેલા ?

ઉ૦—મધ્યવર્તી આઠ પ્રદેશો કર્મથી અલિપ્ત છે, "જો આત્માના તે પણ પ્રદેશો કર્મથી સ્પર્શાય તો આ જગતમાં જીવ અજીવપણું પામે" આ પ્રમાણે જ્ઞાનદીપિકામાં કહેલું છે. ૩-૧૦-૬-૭૮-૧૮૨

પ્ર૦ ૭-મેઘકુમારનો જીવ જ્યારે પૂર્વભવમાં હાથીરૂપ

હતો ત્યારે તે હાથીનું જે વિશેષનામ દેખાય છે, તે નામ કોણે પાડયું હશે?

ઉ૦—તે પર્વતના નિતંબ વગેરે ભાગોમાં રહેનારા વનેચરોએ નામ પાડયું છે, આ પ્રમાણે શ્રી જ્ઞાતાધર્મકથા સૂત્રમાં કહ્યું છે, એમ જાણવું. ૩-૧૦-૭-૭૯-૧૮૩

પ્ર૦ ૮—ચૌદ ગુણઠાણા ઉપર ચઢતો જીવ શું ક્રમપૂર્વક ચઢે છે કે એકાદિ ગુણઠાણાના અંતરે અંતરે ચૌદમે ગુણઠાણે જાય છે?

ઉ૦—અનાદિ મિથ્યાદૃષ્ટિ (મોહનીય કર્મની ૨૬ પ્રકૃતિની સત્તાવાળો) પહેલા ગુણઠાણેથી સીધો બીજા અને ત્રીજા ગુણઠાણાનો સ્પર્શ કર્યા વિના ચોથે ગુણઠાણે જાય છે. ત્યાર બાદ જો ઉપશમ શ્રેણી માંડે તો અગીઆર ગુણઠાણા સુધી ક્રમ પૂર્વક ચઢે છે. અને જો ક્ષપકશ્રેણી માંડનાર હોય તો ૧૧ (ઉપશાન્ત મોહનીય)મું ગુણઠાણું છોડીને ચૌદમા ગુણઠાણા સુધી ક્રમ પૂર્વક ચઢે છે, એમ જણાય છે. આ વિષયમાં વિશેષ આજ વસ્તુને વિશેષ જણાવનાર શાસ્ત્રથી જાણી લેવું. ૩-૧૦-૮-૮૦-૧૮૪

પ્ર૦ ૯—ઔપપાતિક સૂત્રમાં સાધુવર્ણનના અધિકારમાં 'पंताहारे' આ શબ્દની વ્યાખ્યા કરતાં ટીકામાં વાસી વાલ, ચણા વગેરે કહ્યું છે. આમ હોય તો વાસી લોચાપુરી વગેરેનું ભક્ષણ કરવામાં આદરવાળા ખરતર વગેરેને 'વાસીનું ભક્ષણ કરનારા છે' એવો દોષ આપવો શું યોગ્ય છે?

ઉ૦—"निप्पावचणकमाई अंतं पंतं च होइ वावन्नं" એ, બૃહત્કલ્પભાષ્યમાં જીનકલ્પિકના અધિકારમાં આવે છે. એની ટીકામાં 'વાવન્ન' શબ્દથી વિનષ્ટ વસ્તુ કહી છે, તત્ત્વતો

તત્ત્વવિદ્ જાણે. આપણે–તપાગચ્છીઓને તો વાસિવસ્તુ નહિ ગ્રહણ કરવામાં અવિચ્છિન્ન વૃદ્ધ પરંપરાનું આરાધન અને જીવસંસક્તિ હોય તો જીવવિરાધના દોષનું વર્જન ગુણને માટે જ છે એમ જાણવું. ૩–૧૦–૯–૮૧–૧૮૫

પ્ર૦ ૧૦—ઉપાંગસૂત્રો શું ગણધરે ગુંથેલાં છે કે અન્ય મુનિઓએ ? તેમજ તેની રચના દ્વાદશાંગીની રચનાના સમયે થઇ છે કે અન્ય સમયે ?

ઉ૦—તીર્થંકરો વિદ્યમાન હોય કે ન હોય પણ ઉપાંગસૂત્રોની રચના સ્થવિર ભગવંતો કરે છે. એટલે દ્વાદશાંગીની રચના વખતે જ ઉપાંગસૂત્રોની રચના થાય એવો એકાન્ત નથી, આ પ્રમાણે નન્દીસૂત્રની ટીકામાં સ્પષ્ટ રીતે કહ્યું છે, તેથી વિશેષ જાણવું હોય તો ત્યાંથી જાણી લેવું. ૩–૧૦–૧૦–૮૨–૧૮૬

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર અગીઆરમા–ગણિ જયવન્ત શિષ્ય પંડિત દેવવિજયગણિએ કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—લોકાન્તિક દેવો એકાવતારી છે ? કે અષ્ટાવતારી ?

ઉ૦—અષ્ટાવતારી છે, એમ [૬૦]જાણ્યું છે. ૩–૧૧–૧–૮૩–૧૮૭

---

૬૦–લોકાન્તિક દેવસ્તવ, લબ્ધિસ્તવ વગેરેમાં અને ઠાણાંગસૂત્રના ત્રીજા ઠાણાની ટીકામાં લોકાન્તિક દેવો "અનન્તર ભવમાંજ મોક્ષે જનારા છે" એવો ટિપ્પણરૂપ પાઠ એક પુસ્તકમાં અધિક ઉપલબ્ધ થાય છે અને તે પાઠ ઉપયોગી હોવાથી હીરપ્રશ્નોત્તરના સંપાદક સ્વર્ગત મુનિ મહારાજ શ્રીચતુરવિજયજીએ ટિપ્પણીમાં ગ્રહણ કર્યો છે. જુઓ. હીરપ્રશ્ન મુદ્રિત પ્રતનું પૃ. ૨૪/૨

પ્ર૦ ૨—ઈંદ્રે જ્યારે સંગમક દેવાધમને દેવલોકમાંથી કાઢી મૂકયો ત્યારે તે મૂલશરીરથી મેરૂપર્વતની ચૂલા ઉપર ગયો કે ઉત્તરવૈક્રિય શરીરથી ગયો ?

ઉ૦—ભવધારણીય-મૂલશરીરથી ગયો હોય એમ જણાય છે. કારણકે ઉત્તરવૈક્રિય શરીર એટલા કાલ સુધી રહી શકે નહિ. જે એમ કહેવાય છે કે 'મૂલ શરીર વિમાનથી બહાર જતું નથી', તે વચન પ્રાયિક છે એમ જાણવું. ૩-૧૧-૨-૮૪-૧૮૮

પ્ર૦ ૩—જેણે સર્વ વિગઇનું પચ્ચખ્ખાણ કર્યું હોય એવા શ્રાવકને નિવિના પચ્ચખ્ખાણમાં એકાસણાની જેમ બેસણું પણ કરવું કલ્પે કે નહિ ?

ઉ૦—કલ્પે છે એમ જાણવુ. ૩-૧૧-૩-૮૫-૧૮૯

પ્ર૦ ૪—પરમાધામિઓ ભવ્ય જ છે, એવો જે પ્રઘોષ છે, તે સાચો છે કે જુઠો ?

ઉ૦—જુઠો જ છે, એમ જાણવું. પરમાધામીઓ ભવ્ય કિંવા અભવ્ય બંને રીતે માનવામાં વિરોધ નથી. 'જન્માંતરમાં કરેલા પાપો કહીને તે પરમાધામીઓ નારકીઓને પીડે છે, માટે જો તેઓ અભવ્ય હોય તો આ વસ્તુ કેવી રીતે સંગત થાય ?' એમ ન કહેવું. કારણકે અભવ્યો પણ સ્વર્ગની ઈચ્છાથી તપસ્યા કરતા હોય છે, એમ આગમમાં [૬૧]સંભળાય છે. ૩-૧૧-૪-૮૬-૧૯૦

પ્ર૦ ૫—શ્રી વીરભગવાને ચક્રિપણાની પ્રાપ્તિનું પુણ્ય કયા ભવમાં ઉપાર્જ્યું ?

૬૧-સંબોધ પ્રકરણ, અભવ્યકુલક વગેરેમાં અભવ્યોને પરમાધામી પદ ન મળે એમ કહ્યું છે.

ઉ૦—આ વિષયનો નિર્ણય (કોઇ) ગ્રંથમાં જોયો નથી. ૩-૧૧-૫-૮૭-૧૯૧

પ્ર૦ ૬—નરકમાં તીર્થંકરના જીવોને પરમાધામીએ કરેલી પીડા હોય કે નહિ ?

ઉ૦—આ વિષયમાં પણ પીડા ઉપજાવે કે ન ઉપજાવે એમ એકાન્ત જાણ્યો નથી. ૩-૧૧-૬-૮૮-૧૯૨

પ્ર૦ ૭—દેશવિરતિ ગુણસ્થાનકે ચક્રિપદનો બંધ થાય કે નહિ ?

ઉ૦—આ વિષયમાં પણ એકાન્ત જાણ્યો નથી. ૩-૧૧-૭-૮૯-૧૯૩

પ્ર૦ ૮—નેમિચરિત્રમાં કૃષ્ણના પાંચ ભવ કહ્યા છે, અને ક્ષાયિક સમ્યક્ત્વીઓના ઉત્કૃષ્ટથી ચારજ ભવ કહ્યા છે. તો આ વિરોધની સંગતિ શી રીતે થાય ?

ઉ૦—કૃષ્ણના પાંચ ભવને આશ્રયી મતાંતર હોય એમ જણાય છે. કારણ કે ધર્મોપદેશમાલાની ટીકામાં શ્રી નેમિનાથ ભગવાને પોતે કૃષ્ણને શોક થયો તે અવસરે કહ્યું છે કે– "હે કૃષ્ણ ! તું શોક ન કર, કારણ કે તું નારકીમાંથી ચ્યવીને આજ ભરતક્ષેત્રમાં શતદ્વાર નગરમાં જીતશત્રુ રાજાનો પુત્ર અગીઆરમો અમમ નામનો તીર્થંકર થઈશ," આ અક્ષરોના અનુસારે ત્રણ જ ભવ આવે છે. આ વિષયમાં તત્ત્વ શું છે તે તો કેવલિ ભગવન્તો જાણે. ૩-૧૧-૮-૯૦-૧૯૪

પ્ર૦ ૯—જ્ઞાતાધર્મ કથા નામના અંગમાં શ્રી મલ્લિ-જિનેશ્વરને દીક્ષાના દિવસે કેવલજ્ઞાન થયું, એમ કહ્યું છે. આવશ્યકનિર્યુક્તિમાં તો એક અહોરાત્ર છદ્મસ્થપણાનો કાલ કહ્યો છે. તો તે કેવી રીતે ઘટી શકે ?

ઉ૦—અહિં જ્ઞાતાધર્મકથા નામના અંગસૂત્રની ટીકાનો એકદેશ-થોડોપાઠ આ પ્રમાણે છે-"જે દિવસે દીક્ષા ગ્રહણ કરી તે જ પોષમાસની શુકલ અગીઆરસના દિવસના અપરાહ્નકાલ સમયે-પાછલના ભાગમાં કેવલજ્ઞાન થયું." આજ વિષય સંબંધે આવશ્યકસૂત્રમાં માગશર મહિનાના પૂર્વાહ્નકાલમાં કેવલજ્ઞાન થયું એમ સંભળાય છે. કહે છે કે-ત્રેવીસ જિનેશ્વરોને પૂર્વાહ્નકાલમાં કેવલજ્ઞાન થયું છે તથા માગસર સુદ અગીઆરસના દિવસે અશ્વિની નક્ષત્રનો યોગ આવે છતે મલ્લિનાથ ભગવાનને કેવલજ્ઞાન થયું છે. શ્રી મલ્લિનાથ ભગવાનનો એક અહોરાત્ર છદ્મસ્થ પર્યાય ત્યાંજ કહેલો સંભળાય છે. તેનો અભિપ્રાય બહુશ્રુતો જાણે. ૩-૧૧-૯-૯૧-૧૯૫

પ્ર૦ ૧૦—પૌષધવ્રતવાળી સ્ત્રીઓ માર્ગમાં દેવગુરૂનાં ગુણોનું ગાન કરી શકે એવું કયા શાસ્ત્રમાં છે ?

ઉ૦—'પૌષધવ્રતવાળી સ્ત્રીઓએ રસ્તામાં દેવગુરૂના ગુણોનું ગાન કરવું,' એવી કોઇ શાસ્ત્રોક્ત મર્યાદા નથી એમ જાણવું. ૩-૧૧-૧૦-૯૨-૧૯૬

પ્ર૦ ૧૧—રાત્રિએ પોરસીનો કાલ થયા પછી મોટા સ્વરે નહિ બોલવું જોઇએ, એવું વૃદ્ધ પુરૂષોનું વચન સાંભળીને પણ શ્રાવકો રાત્રિજાગરણ કરી શકે એવું કયા શાસ્ત્રમાં છે ?

ઉ૦—તપસ્યા વગેરે મહોત્સવમાં રાત્રિજાગરણ થાય છે એમ દેખાય છે. માટે આ વિષયમાં પરંપરાજ શરણ તરીકે જણાય છે. ૩-૧૧-૧૧-૯૩-૧૯૭

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર બારમા
પંડિત વિષ્ણુવિં ગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—નવ વ્યાખ્યાનોથી કલ્પસૂત્ર વંચાય છે. કેટલાકો નવથી અધિક વાચનાથી પણ કલ્પસૂત્ર વાંચે છે. માટે અહિં આટલા વ્યાખ્યાનથી જ કલ્પસૂત્ર વાંચવુ એવા અક્ષરો કયા ગ્રંથમાં છે ?

ઉ૦—પરંપરાએ કરીને નવ વ્યાખ્યાનોથી કલ્પસૂત્ર. વંચાય છે. અને અન્તર્વાચનામાં 'નવ વ્યાખ્યાનથી કલ્પસૂત્ર વાંચવું' એવા અક્ષરો [૬૨]વિદ્યમાન છે, પરંતુ 'અધિક વ્યાખ્યાનોથી કલ્પસૂત્રની વાંચના કરવી' તે, નથી તથા પ્રકારના સુવિહિતગચ્છપરંપરાને અનુસરનારૂં, કે નથી શાસ્ત્રના અક્ષરને અનુસરનારૂં. ૩-૧૨-૧-૯૪-૧૯૮

પ્ર૦ ૨—રાજગૃહ નગરમાં ગુણશિલ નામના ચૈત્યમાં શ્રી મહાવીર ભગવાને શ્રી કલ્પસૂત્ર પ્રકાશિત કર્યું છે એમ. કલ્પાધ્યયનમાં કહ્યું છે. કલ્પસૂત્રની ટીકા વગેરેમાં તો શ્રી

૬૨–આ ઉત્તરથી માલુમ પડે છે કે પર્યુષણામાં શ્રીકલ્પસૂત્ર નવ ક્ષણો–વ્યાખ્યાનોથી વાંચવું એજ શાસ્ત્ર અને સુવિહિત પરંપરાને અનુસરતું છે. આ દિવસોમાં ગ્રહણાદિ અસજ્ઝાયનો બાધ પણ શાસ્ત્રકારે ગણ્યો નથી. છતાં સં. ૧૯૮૯ માં તેના બાધને પ્રધાન બનાવીને 'શ્રીકલ્પસૂત્ર નવ વ્યાખ્યાનોથી વાંચવું જોઇએ,' એ શાસ્ત્રીય નિયમને ઉથલાવનારા આજે પરંપરાની ગમે તેટલી ડાહી વાતો કરતા હોય, તથાપિ ઉપર્યુક્ત અધિક વ્યાખ્યાનોથી શ્રી કલ્પસૂત્ર વાંચનારાઓની માફક નથી તો તેઓ વાસ્તવિક રીતે સુવિહિત ગચ્છ પરંપરાને અનુસરનારા કે નથી શાસ્ત્રને અનુસરનારા, એમ સ્પષ્ટ સમજાય છે.

ભદ્રબાહુસ્વામિએ શ્રી કલ્પસૂત્ર રચ્યું છે, એમ કહ્યું છે. આ બે વસ્તુની સંગતિ કેવી રીતે કરવી ?

ઉ૦—શ્રી મહાવીરસ્વામિએ અર્થથી કલ્પસૂત્ર પ્રકાશ્યું છે, અને ગણધર ભગવંતોએ સૂત્રથી રચ્યું છે. ત્યાર બાદ નવમા પૂર્વમાંથી દશાશ્રુતસ્કંધનો ઉદ્ધાર કરતા શ્રી ભદ્રબાહુ સ્વામિએ દશાશ્રુતસ્કંધના આઠમા અધ્યયન રૂપે શ્રી કલ્પ-સૂત્રનો પણ ઉદ્ધાર કર્યો છે, એટલે કાંઇ અસંગત નથી. ૩-૧૨-૨-૯૫-૧૯૯

પ્ર૦ ૩—શ્રી આદિનાથ ભગવાનના વારે તાડનું ફળ પડવાથી યુગલીકના બાલકનું મૃત્યુ થયું અને યુગલિકોનું અકાલ મરણ થતું નથી, એ શી રીતે ઘટે ?

ઉ૦—પૂર્વક્રોડથી અધિક આયુષ્યવાળા યુગલિકો અધુરા આયુષ્યે મરતા નથી, અર્થાત્ પોતાનું સંપૂર્ણ આયુષ્ય ભોગવીને જ કાલ કરે છે. એટલે શ્રી આદિનાથ ભગવાનના વારામાં તાડ ફલના પડવાથી જે યુગલિકનું મરણ થયું તેનું પૂર્વ ક્રોડ વર્ષથી અધિક આયુષ્ય ન હતું એમ ઘટી શકે છે. ૩-૧૨-૩-૯૬-૨૦૦

પ્ર૦ ૪—શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર પાંચ પાંડવો સાથે વીશ કોટિ સાધુઓ સિદ્ધિપદ વર્યા છે એમ શ્રી શત્રું-જય માહાત્મ્ય વગેરેમાં કહ્યું છે. તે કોટિ વીશની સંખ્યા રૂપ છે કે સો લાખની સંખ્યારૂપ છે ?

ઉ૦—સો લાખની સંખ્યા રૂપ કોટિ જણાય છે, પણ વીશની સંખ્યા રૂપ નહિ એમ જાણવું. ૩-૧૨-૪-૯૭-૨૦૧

પ્ર૦ ૫—જ્ઞાતાધર્મકથા નામના અંગસૂત્રમાં નવમા અધ્યયનમાં રત્નદ્વિપની દેવી મૂલ શરીરથી લવણસમુદ્રની

શુદ્ધિ માટે ગઈ, એમ કહ્યું છે. પરંતુ મૂલ શરીરથી અન્યત્ર જવું કેવી રીતે ઘટે?

ઉ૦—જ્ઞાતાજીમાં રત્નદ્વીપની દેવી મૂલ શરીરથી સમુદ્ર શોધનાર્થે ગઈ છે, પરંતુ તેને મૂલ શરીરથી જવાનો નિષેધ જાણ્યો નથી. ૩-૧૨-૫-૯૮-૨૦૨

પ્ર૦ ૬—તીર્થંકરોના આંતરામાં સાધુ વગેરેનો વિચ્છેદ થાય ત્યારે જે કોઈ સ્વયંબુદ્ધ વગેરેને કેવલજ્ઞાન ઉત્પન્ન થાય તો તે ધર્મનો ઉપદેશ આપે કે નહિ?

ઉ૦—પ્રત્યેકબુદ્ધ વગેરે સર્વથા ઉપદેશ ન આપે એવો નિષેધ સિદ્ધાન્તમાં જોયો નથી, એમ જાણવું. ૩-૧૨-૬-૯૯-૨૦૩

પ્ર૦ ૭—ભરત ક્ષેત્રના છ ખંડનાં નામ જણાવવા કૃપા કરશો?

ઉ૦—ભરતના દક્ષિણાર્ધમાં ગંગા અને સિન્ધુનદીના મધ્ય ભાગમાં વર્તતા દેશનું ૧-મધ્યખંડ એવું નામ છે. ગંગાથી પૂર્વ દિશામાં રહેલા દેશનું નામ ૨-ગંગાનિષ્કુટ ખંડ છે. સિન્ધુ નદીથી પશ્ચિમ દિશામાં વર્તતા દેશનું ૩-સિન્ધુનિષ્કુટ એવું અભિધાન છે. આ પ્રમાણે ઉત્તરાર્ધમાં આજ ત્રણ નામો જાણવાં. ૩-૧૨-૭-૧૦૦-૨૦૪

પ્ર૦ ૮-"जइआ[૬૩] होई पुच्छा, जिणाण मग्गम्मि उत्तरं तइआ।
इक्कस्स निगोअस्स य, अणंतभागो उ सिद्धिगओ ॥"

આ ગાથાનો અર્થ યુક્તિગ્રાહ્ય છે કે આજ્ઞાગ્રાહ્ય?

---

૬૩-ભાવાર્થ—'જ્યારે જ્યારે મોક્ષમાં ગએલા જીવોના પ્રમાણ સંબંધિ કોઇ પ્રશ્ન પુછે, ત્યારે ત્યારે જિનેશ્વરના માર્ગમાં એકજ ઉત્તર છે કે એક નિગોદનો અનંતમો ભાગ મોક્ષે ગયો છે.'

ઉ૦—"जइआ होइ पुच्छा०" આ ગાથાનો અર્થ મુખ્ય વૃત્તિથી આજ્ઞાગ્રાહ્ય છે. અહિં યુક્તિ પણ આવા પ્રકારની છે કે–જો અનાદિ કાલથી સિદ્ધ થયેલા જીવોનું પ્રમાણ એક નિગોદના અનન્તમા ભાગનું કહ્યું છે, તો વળી અનંતો કાલ પસાર થવા છતાં પણ સિદ્ધ જીવોનું એક નિગોદના અનંતમા ભાગનું પ્રમાણ કેમ ટલે? અહિં એક ઉદાહરણ પણ છે. જેમકે-જંબૂદ્વીપ વગેરેમાં રહેલી લાખો નદીઓ દરેક વર્ષે પ્રવાહમાં કચરા વગેરેને તાણી તાણીને સમુદ્રમાં લઈ જાય છે તો પણ સમુદ્રમાં ભૂમી થઈ જતી નથી, તેમ જંબૂદ્વીપ વગેરેમાં ખાડો થઇ જતો નથી. આ પ્રમાણે દૃષ્ટાન્તથી મોક્ષ ક્ષેત્ર જીવોથી ભરાઈ જતું નથી, તેમ સંસાર જીવોથી ખાલી થતો નથી. ૩-૧૨-૮-૧૦૧-૨૦૫

પ્ર૦ ૯—શ્રી મહાવીરનું બહોંતેર વર્ષ પ્રમાણ આયુષ્ય કહ્યું છે, તેમાં જન્મ ચૈત્ર સુ. ૧૩ ને દિવસે કહ્યો છે, અને નિર્વાણ કાર્તિક વ. ૦)) નું કહ્યું છે, આ કેવી રીતે સંગત થાય?

ઉ૦—આષાઢ સુ. ૬ ને દિવસે પ્રભુ મહાવીર ગર્ભમાં આવ્યા હતા, માટે તે દિવસથી આરંભીને ગણતાં બહોંતેર વર્ષજ થાય છે કેટલાક ઓછા વત્તા માસની ગણત્રી અલ્પ હોવાથી વર્ષની તુલા રૂપે કરી નથી એમ સંભાવના થાય છે. ચોક્કસ નિશ્ચય તો સ્પષ્ટરીતિએ ગ્રંથના અક્ષરો જોયા વિના [૬૪] કેમ થઇ શકે. ૩-૧૨-૯-૧૦૨-૨૦૬

૬૪—"પ્ર૦ ૧૪૯—શ્રમણ ભગવાન શ્રી મહાવીરસ્વામી મહારાજાનો જન્મ ચૈત્ર શુકલ ત્રયોદશીએ થએલો છે અને તે વિશ્વદીપકનું નિર્વાણ આસો વદી અમાવાસ્યાએ થએલ હોવાથી તે કરુણાસાગર દેવાધિદેવ

પ્ર૦ ૧૦—શ્રીમહાવીરના માતાપિતા બારમા દેવલોકમાં ગયા કે ચોથા દેવલોકમાં ગયા?

ઉ૦—શ્રી આચારાંગસૂત્રમાં શ્રી મહાવીરના માતાપિતા બારમા દેવલોકમાં ગયા છે, એમ કહ્યું છે. અને પ્રવચનસારોદ્ધારમાં ચોથા દેવલોકમાં ગયા છે એમ પ્રતિપાદન કર્યું છે. તેનો નિશ્ચય તો કેવલિગમ્ય છે. ૩-૧૨-૧૦-૧૦૩-૨૦૭

પ્ર૦ ૧૧—હરિનૈગમેષિએ શ્રી મહાવીરનો ગર્ભાપહાર કયા દ્વારથી કર્યો અને ત્રિશલાની કુક્ષિમાં કયા દ્વારથી મૂક્યો?

---

પ્રભુ શ્રી વીર પરમાત્માનું આયુષ્ય સંપૂર્ણ બહોતેર (૭૨) વર્ષનું કહેવાય છે તેનો સંભવ શી રીતિએ થાય?

ઉત્તર—આયુષ્ય જન્મ દિવસથીજ નહિ પરંતુ ચ્યવનથી એટલે પ્રભુ જે દિવસે માતાના ગર્ભમાં આવ્યા તે દિવસથી ગણાય. × × × × × વળી એક વાત એ પણ લક્ષ્યમાં રાખવાની છે કે પરમાત્મા શ્રી મહાવીરદેવના નિર્વાણ સમયે શ્રી કલ્પસૂત્રમાં બીજો ચંદ્રસંવત્સર કહો છે અને યુગની આદિ શ્રી જ્યોતિષ્કરંડક પયન્નામાં અષાડ વદી એકમથી શરુ થતી કહી છે, એ કારણથી શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામીજીના ચ્યવન સમયે પાંચમા અભિવર્ધિત સંવત્સરની અષાડ સુદિ ૬ હતી એમ સંભવે છે. આ સઘળી વાતો ધ્યાનમાં લીધા પછી પ્રભુ શ્રી વીર પરમાત્માનું સંપૂર્ણ બહોતેર વર્ષનું આયુષ્ય બરાબર ગણી રહે છે. જેમકે:—

પ્રથમ ચંદ્રસંવત્સરના ૩૫૪ દિવસ, બીજા ચંદ્રસંવત્સરના ૩૫૪ દિવસ, ત્રીજા અભિવર્ધિત સંવત્સરના ૩૮૪ દિવસ, ચોથા ચંદ્રસંવત્સરના ૩૫૪ દિવસ અને પાંચમા અભિવર્ધિત સંવત્સરના ૩૮૪ દિવસ. આ પાંચ સંવત્સરના કુલ દિવસ ૧૮૩૦ થાય. ઋતુસંવત્સર સર્વ ૩૬૦ દિવસના હોવાથી પાંચ સંવત્સરના દિવસો પૂર્ણ ૧૮૦૦ થાય, આ હિસાબે એક માસનો ફરક હોવાથી શ્રી

ઉ૦—હરિનૈગમેષિએ દેવાનંદાની યોનિદ્વારા બહાર કાઢીને શ્રીમહાવીરને ત્રિશલાના ગર્ભાશયમાં છવિ–ચામડીનો છેદ કરીને મુકયા, પરંતુ યોનિદ્વારા નહિ, આવા અક્ષરો શ્રીભગવતીજી સૂત્રમાં છે. ૩–૧૨–૧૧–૧૦૪–૨૦૮

પ્ર૦ ૧૨—સ્થુલભદ્રજીના ભાઈ શ્રીયક મરીને કયાં ગયા?

ઉ૦—શ્રીયક દેવલોકમાં ગયા એમ સામાન્યથી પરિશિષ્ટ પર્વમાં કહ્યું છે. ૩–૧૨–૧૨–૧૦૫–૨૦૯

પ્ર૦ ૧૩—'સાધ્વી શ્રાવકોની સમક્ષ વ્યાખ્યાન ન કરે' એવા અક્ષરો કયા ગ્રંથમાં છે?

વર્ધમાન સ્વામિના ચ્યવન સમયની પહેલાં ઋતુસંવત્સરનો યુગ પ્રથમ અષાઢ શુકલ પૂર્ણિમાએ પૂર્ણ થઇ ઋતુવર્ષનો શ્રાવણ માસ શરુ થઈ ચૂકયો હતો અર્થાત્ અભિવર્ધિતની અપેક્ષાએ પ્રભુ શ્રી વીરનો ચ્યવન સમય બીજા અષાડ સુદિ ૬ નો કહેવાય, પણ ઋતુ માસની અપેક્ષાએ તે સમય શ્રાવણ સુદિ ૬ નો થાય. આ રીતે દરેક આદિત્ય યુગમાં ઋતુયુગનો એક માસ વધે તો ચઉદ યુગમાં ચઉદ માસ વધવાથી ઋતુમાસની અપેક્ષાએ સીત્તેરમા વર્ષના આસો સુદિ ૬ ના દિવસે આદિત્યમાસ–સૌર્યમાસની અપેક્ષાએ ચઉદ યુગ એટલે પૂર્ણ સીતેર (૭૦) વર્ષ થયાં. તે પછી બે ચંદ્રવર્ષના આસો સુદી ૬ ના દિવસે સૂર્યમાસના બે વર્ષમાં ચોવીસ દિવસ ઘટે તે ચોવીસ દિવસ મેળવતાં આસો વદી અમાવાસ્યાના દિવસે સૌર્યમાસની અપેક્ષાએ સંપૂર્ણ બહોતેર (૭૨) વર્ષ થાય, આ પ્રમાણે ગણત્રી સંભવે છે × × × × × ચૈત્ર શુદિ ત્રયોદશીથી પણ ગણતાં શ્રી વીર પરમાત્માનું બહોતેર વર્ષનું આયુષ્ય પૂર્ણ થાય છે તે આ પ્રમાણે—

તિથીપત્રમાં વર્ષ મધ્યે સવા અગીયાર દિવસ વધે અને નવ દિવસ ઘટે તેથી સવા અગીયારમાંથી નવ બાદ કરતાં સવા બે દિવસ

ઉ૦—દશવૈકાલિક ટીકા વગેરે ગ્રંથની અંદર સાધુ રાગના હેતુરૂપ હોવાથી કેવલ શ્રાવિકાની સભા આગળ વ્યાખ્યાન ન કરે એમ કહ્યું છે. આ અનુસારે સાધ્વી પણ રાગના હેતુરૂપ હોવાથી કેવલ શ્રાવકોની સભા સમક્ષ વ્યાખ્યાન ન કરે એમ [૬૫]જણાય છે. ૩–૧૨-૧૩–૧૦૬–૨૧૦

પ્ર૦ ૧૪—બેઇંદ્રિય ઇયલ ઇયલરૂપ મટીને ચઉરિન્દ્રિય ભ્રમરી કેવી રીતે થાય છે?

ઉ૦—ઇયલના કલેવરમાં ઇયલનો જીવ અથવા બીજો કોઇ જીવ આવીને ભ્રમરીપણે ઉત્પન્ન થાય છે. ૩–૧૨–૧૪–૧૦૭–૨૧૧

એક વર્ષમાં વધે, તેને બહોતેર ગુણા કરતાં એકસો બાસઠ દિવસ એટલે પાંચ મહિના અને બાર દિવસ બહોતેર વર્ષે વધ્યા, તે ગણત્રીમાં લેવાના ન હોવાથી ચૈત્ર સુદી ત્રયોદશીમાંથી બાદ કરતાં કારતક શુદી એકમ આવે અને અમાવાસ્યાની રાત્રી અલ્પ જ બાકી હોવાથી તે એકમજ ગણાય."

આ પ્રમાણે પ્રભુ મહાવીરના આયુષ્યનાં બહોંતેર વર્ષના ગણિતની સિદ્ધિ સ્વર્ગત સકલાગમરહસ્યવેદિ પૂ. પા. આચાર્ય **વિજયદાનસૂરીશ્વરજી** વિરચિત **વિવિધપ્રશ્નોત્તર** ભાગ ૧, પૃ. ૧૧૫ માં કરી છે. વિસ્તારના અર્થિઓએ ત્યાંથી જોઈ લેવું.

૬૫–'અહીં' દશવૈકાલિક ટીકા પ્રમુખ કહ્યું છે. પ્રમુખ શબ્દથી જીવાનુશાસન નામનો ગ્રંથ પણ ઉપાદેય છે. આ ગ્રંથ સિદ્ધાન્ત શિરોમણિ શ્રી નેમિચંદ્રસૂરીના ઉપદેશથી સં. ૧૧૬૨ વર્ષે શ્રી દેવસૂરિએ રચ્યો છે, અને સકલાગમના પરમાર્થમાં કસોટીની ઉપમા જેમણે પ્રાપ્ત કરી છે એવા શ્રી જિનદત્તસૂરીએ શોધ્યો છે. પ્રમાણભૂત એ ગ્રંથને વિષે પણ સાધ્વીઓને વ્યાખ્યાન કરવાનો નિષેધ કર્યો છે.'

(જુઓ શ્રી હીરપ્રશ્ન મુ૦ પૃ. ૨૭/૨ નું ટીપ્પણ)

પ્ર૦ ૧૫—કેવલ ગરમ-ઉનનાં વસ્ત્રનો શરીર સાથે સંપર્ક થતાં સંમૂર્ચ્છિમ જીવોની ઉત્પત્તિ થાય કે નહિ?

ઉ૦—કેવલ ઉનનાં વસ્ત્રનો શરીર સાથે સંબંધ થતાં વસ્ત્રની અપેક્ષાએ ઘણી ષટ્પદી-જૂઓ ઉત્પન્ન થાય છે.[૬૬] એવા અક્ષરો છેદ ગ્રંથમાં છે એમ યાદ આવે છે, પરંતુ બીજા અક્ષરો યાદ આવતા નથી. ૩-૧૨-૧૫-૧૦૮-૨૧૨

પ્ર૦ ૧૬—મહાવિદેહમાં શ્રીસીમંધરસ્વામિના સ્થાને જે તીર્થંકર ઉત્પન્ન થશે તેમનું શું નામ? તથા ત્યાં વસ્ત્રોના વર્ણાદિનો વિધિ શો? તથા વિચરતા વીશ તીર્થંકરોના માતા, પિતા, અને ગામ વગેરેનાં નામ કયા શાસ્ત્રમાં છે?

ઉ૦—મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી સીમન્ધરસ્વામિના સ્થાને ઉત્પન્ન થનાર તીર્થંકરનું નામ શાસ્ત્રમાં જોયું નથી. તથા ત્યાં વસ્ત્ર વર્ણાદિ વિધિ ભરતમાં થએલ અજિત વગેરે બાવીસ તીર્થંકરોના અનુસારે છે. તથા વિચરતા વીશ તીર્થ-

૬૬-આ ઉત્તરમાં જણાવ્યું છે કે કેવલ ઉનના વસ્ત્રમાં શરીર સાથે સંબંધ થતાં વધારે જૂઓ ઉત્પન્ન થાય છે. આ હેતુથી જ વર્ષાત્રાણને છોડીને સાધુઓએ એકલું ઉનનું વસ્ત્ર વાપરવું નહિ પરંતુ અંદર કપડો નાખીને વાપરવું, એ વિધિપરિભોગ છે. આ માટે શ્રી **નિશીથ** ઉદ્દેશ ૧ લાની ગાથા ૨૬૧ની ચૂર્ણિમાં સાફ સાફ ફરમાવ્યું છે કે– **"वासत्ताणं मोत्तूण एगस्स उण्णियस्स नत्थि परिभोगो ।"** ભાવાર્થ—'વર્ષાત્રાણને છોડીને એકલા ઉનના વસ્ત્રનો પરિભોગ નથી.'

અર્થાત્ વર્ષાત્રાણનો પરિભોગ તો એકલો-કપડા વિના-કરવો, એ આ ઉપરથી સ્પષ્ટ સાબીત થાય છે.

કરોના માતા, પિતા અને ગામ વગેરેનાં નામ છુટા પાના વગેરેમાં કહેલા છે. ૩-૧૨-૧૬-૧૦૯-૨૧૩

પ્ર૦ ૧૭—અષ્ટાપદ પર્વત ઉપર પ્રતિમાની પ્રતિષ્ઠા કોણે કરી ? અને તે કયા શાસ્ત્રમાં કહેલી છે ?

ઉ૦—અષ્ટાપદ પર્વત ઉપર પ્રતિમાઓની પ્રતિષ્ઠા શ્રી ઋષભદેવ ભગવાનના શિષ્યે કરી છે, આ પ્રમાણે શ્રી શત્રુંજય માહાત્મ્યમાં કહેલું છે. ૩-૧૨-૧૭-૧૧૦-૨૧૪

પ્ર૦ ૧૮—દ્રૌપદીએ નવ[૬૭] નિયાણામાંથી કયું નિયાણું કર્યું હતું ?

ઉ૦—શ્રી જ્ઞાતાધર્મ કથામાં કહેલ દ્રૌપદીના સંબંધને અનુસારે ચોથા (ત્રીજા) નિયાણાનો સંભવ જણાય છે. પરંતુ અધ્યવસાય વિશેષથી તેના નિયાણામાં નિયાણાપણાનો અભાવ હોવાથી દ્રૌપદીએ ચારિત્ર પ્રાપ્ત કર્યું એમ સંભાવના થાય છે. ગ્રંથમાં તો એ જોયું નથી કે દ્રૌપદીએ અમુક નિયાણું કર્યું હતું. ૩-૧૨-૧૮-૧૧૧-૨૧૫

પ્ર૦ ૧૯—શ્રી મહાવીર પરમાત્માએ શાશ્વત મેરૂને

---

૬૭-વિષયાસક્તિ વગેરે કારણોથી ધર્મ કરીને, સો આપીને સાઠ લેવાની જેમ, દુન્યવિ પદાર્થોની પ્રાર્થના કરવારૂપ નિયાણું છે અને તે નવ પ્રકારે છે.

"निव१ सिट्ठि२ इत्थि३ पुरिसे४ परपविआरे सुरे५ अपविआरे६।
अप्पयरसुर७ दरिद्दे८ सड्ढे९ छुज्जा नव निआणा ॥१॥"

ભાવાર્થ—'હું-રાજા, શેઠ, સ્ત્રી, પુરૂષ, પરની સાથે વિષયભોગ કરનાર દેવતા, વિષયભોગ ન કરનાર દેવતા, સ્વની સાથે વિષયભોગ કરનાર દેવતા, દરિદ્ર, અને શ્રાવક થાઉં', એવી ઈચ્છારૂપ નવ નિય[illegible]

કેવી રીતે ચલાયમાન કર્યો ? અને કયા શાસ્ત્રમાં એમ કહ્યું છે ?

ઉ૦—જેમ શાશ્વતી રત્નપ્રભાનું ચલન દૈવી પ્રભાવથી અથવા સ્વાભાવિક રીતીએ થાય છે, તેમ શ્રી વીરપરમાત્માના ચરણના અંગુઠાના બલ પ્રભાવથી શાશ્વત મેરૂનું પણ ચલન જાણવું, આવા અક્ષરો શ્રી વીરચરિત્ર વગેરે ગ્રંથમાં છે. ૩–૧૨–૧૯–૧૧૨–૨૧૬

પ્ર૦ ૨૦—શ્રી ગૌતમસ્વામિએ પંદરસો તાપસોને ખીરથી પારણું કરાવ્યું તેમાં લબ્ધિથી પ્રાપ્ત થએલ ખીર અદત્ત છે, તો તે સાધુને કેવી રીતે કલ્પે ?

ઉ૦—એક એવું પણ ખીરનું પાત્ર અક્ષીણ મહાનસ લબ્ધિના પ્રભાવથીજ સર્વ તાપસોને પારણા માટે ઉપયોગમાં આવ્યું છે. અહિં કાંઇ પણ અદત્ત નથી એમ જાણવું. ૩–૧૨–૨૦–૧૧૩–૨૧૭

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર તેરમા પંડિત કીર્તિહર્ષ ગણિએ કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—પ્રાતઃકાલે દુવિહારૂં એકાસણું કર્યું હોય એવા ( શ્રાવક ) ને રાત્રિએ દુવિહારનું પચ્ચખ્ખાણ કરવું સુઝે કે નહિ ?

ઉ૦—સુઝે છે એમ જાણવું. ૩–૧૩–૧–૧૧૪–૨૧૮

પ્ર૦ ૨—સંસારમાં રહેતો એક જીવ ઇંદ્રપણું, ચક્રિપણું અને વાસુદેવપણું કેટલી વાર પ્રાપ્ત કરી શકે છે ?

ઉ૦—ઇંદ્રત્વાદિ લબ્ધિની સંખ્યા કહેલી કોઈ પણ આગમમાં જોઇ હોય એમ યાદ આવતું નથી. ૩–૧૩–૨–૧૧૫–૨૧૯

પ્ર૦ ૩—હાલ જે ઇંદ્રો છે તે સઘળાયે એકવતારિ છે કે નહિ ?

ઉ૦—હાલ જે ઇંદ્રો છે તેઓની અંદર કેટલાએક એકાવતારી છે, પરંતુ બધા નથી. ૩-૧૩-૩-૧૧૬-૨૨૦

પ્ર૦ ૪—સઘળા નારદો તે ભવમાં જ મોક્ષે જનારા હોય છે કે અન્ય ભવમાં?

ઉ૦—કેટલાએક નારદો તે ભવમાં મોક્ષે જનારા હોય છે, અને કેટલાએક નારદો બીજા ભવમાં પણ મોક્ષે જનારા હોય છે, એમ જાણવું. ૩-૧૩-૪-૧૧૭-૨૨૧

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર ચૌદમા-પંડિત શ્રીનાકર્ષિના શિષ્ય ગણિ સૂરવિજયે કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—પખ્ખિ આદિમાં જેઓ ઉપવાસ આદિ તપ કરતા નથી, તેઓને શું પ્રાયશ્ચિત્ત આવે કે અનન્તસંસારીપણું પ્રાપ્ત થાય?

ઉ૦—જેઓ કારણ ન હોવા છતાં પણ પખ્ખિ આદિમાં ઉપવાસ વગેરે તપ કરતા નથી, તેઓને પ્રાયશ્ચિત આવે છે. પરંતુ અનન્તસંસારીપણું પ્રાપ્ત થતું નથી. ૩-૧૪-૧-૧૧૮-૨૨૨

પ્ર૦ ૨—રાવણનો હાર પરંપરાથી આવેલો છે કે બાલ્યાવસ્થામાં તેને દેવે અર્પણ કર્યો છે?

ઉ૦—રાવણનો હાર કુલપરંપરાથી આવેલો છે. ૩-૧૪-૨-૧૧૯-૨૨૩

પ્ર૦ ૩—જેણે દીક્ષા લેતા પહેલાં તુચ્છ-હલકાં ધાન્યોનું પચ્ચખ્ખાણ કર્યું હોય, તેને દીક્ષા ગ્રહણ કર્યા બાદ તે ધાન્યો ગ્રહણ કરવાં કલ્પે કે નહિ?

ઉ૦—પૂર્વે જેણે તુચ્છ ધાન્યોનું પચ્ચખ્ખાણ કર્યું હોય,

તેને દીક્ષા ગ્રહણ કર્યો બાદ અન્ય અન્નની પ્રાપ્તિ થતી ન હોય તો તે લેવાં કલ્પે છે ૩-૧૪-૩-૧૨૦-૨૨૪

પ્ર૦ ૪—" नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्य " આ સૂત્ર પૂર્વમાંનું છે કે નહિ ? તેમજ પૂર્વો સસ્કૃત છે કે પ્રાકૃત ?

ઉ૦—'नमोऽर्हत्सिद्धाचार्य०' ઇત્યાદિ સૂત્ર પૂર્વમાંનું છે, તથા પૂર્વો સઘળાંયે સંસ્કૃત ભાષામાં છે, એમ જાણવું ૩-૧૪-૪-૧૨૧-૨૨૫

પ્ર૦ ૫—વીરપ્રભુના શાસનમાં પ્રત્યેકબુદ્ધો કેટલા થયા ? અને બીજા તીર્થંકરોના શાસનમાં કેટલા કેટલા થયા છે ?

ઉ૦—વીર પ્રભુના શાસનમાં ચૌદહજાર પ્રત્યેકબુદ્ધો થયા છે એ પ્રમાણે શ્રી ઋષભદેવાદિ તીર્થંકરોના જેટલા જેટલા સાધુઓ તેટલા તેટલા પ્રત્યેકબુદ્ધો થયા છે ૩-૧૪-૫-૧૨૨-૨૨૬

પ્ર૦ ૬—પંડિત વગેરે પદસ્થોની આગલ દેવવદન કરવું કલ્પે કે નહિ ?

ઉ૦—પ્રતિમાઓની અથવા સ્થાપનાચાર્યજીની આગળ દેવવંદન કરવું કલ્પે છે, પણ બીજાની આગળ નહિ. ૩-૧૪-૬-૧૨૩-૨૨૭

પ્ર૦ ૭—ત્રિફલાથી કરાયેલુ પ્રાસુક પાણી કયા સિદ્ધાન્તમાં કહ્યુ છે ?

ઉ૦—ત્રિફલાથી બનાવેલુ પ્રાસુક પાણી સિદ્ધાન્ત સંમત છે કારણ કે-"तुंबर[१८]फले य पत्ते, रुक्खसिलातुप्पमद्दणादीसु । पासंदणे पवाते, आयवतत्ते वहे अवहे" ॥२०४॥ આ નિશીથ ભાષ્યની ગાથા છે એની ચૂર્ણિમાં

"तुंबरफला हरितक्याद्यः"-તુંબરફલ શબ્દથી હરડે વગેરે અર્થ જણાવેલો છે. ૩-૧૪-૭-૧૨૪-૨૨૮

પ્ર૦ ૮—એકવીસ જાતના પાણી અચિત્ત થયા બાદ ફરીથી કેટલા કાલે સચિત્ત થાય છે? તથા હાલ સઘળા પ્રકારના તે પાણીની પ્રવૃત્તિ કેમ નથી?

ઉ૦—જેમ ઉકાળેલા પાણીનો વર્ષા આદિ ઋતુમાં ત્રણ પ્રહરાદિનો કાલ કહ્યો છે, તેવી જ રીતે તે સર્વે અચિત્ત પાણિનો કાલ પણ જાણવો. તે સર્વ પ્રકારના પાણિની પ્રવૃત્તિ પણ યથા સંભવ છે. ૩-૧૪-૮-૧૨૫-૨૨૯

પ્ર૦ ૯—શ્રાવક ગુરૂ પાસે પૌષધ ઉચ્ચરે ત્યારે ગમણાગમણે આલોવે કે નહિ?

ઉ૦—જો સ્વયં પૌષધ કર્યા બાદ ગમનાગમન કર્યું હોય તો ગુરૂ પાસે પૌષધ કરતી વેળાએ ગમણાગમણે આલોવે, તે સિવાય નહિ. ૩-૧૪-૯-૧૨૬-૨૩૦

इति श्री सकलसूरिपुरन्दरपरमगुरुतपोगच्छगगनदिनमणि-परमपूज्य आचार्यप्रवरसिद्धान्तमहोदधि-शासनप्रभावक-**श्रीमद्विजयप्रेमसूरिसाम्राज्ये** तत्पट्टप्रभाकर-प्रवचनप्रभावक-प्रौढगीतार्थ-आगमप्रज्ञ-सूरिप्रवर-पूज्य-गुरुदेव-**श्रीमद्विजयजम्बूसूरिवराणामन्तेवासि-मुनि श्रीचिदानन्दविजयेन**सटिप्पणकानुवादिते जगद्गुरुपूज्यपाद-श्री १००८ **विजयहीरसूरिशिष्यश्री पं. कीर्तिविजयगणिसमुच्चित**श्रीविजयहीरसूरिप्रसादित**प्रश्नोत्तरसमुच्चये** तृतीयः प्रकाशः समाप्तः।

---

૯૮-ભાવાર્થ—'હરડે, પત્ર, વૃક્ષકોટર, શીલા, મૃતકલેવરની વસાદિ યુક્ત રસ્તાદિ પ્રમર્દન, ઝરણ, પ્રપાત, તાપ આદિ કારણુંયોગથી પાણી અચિત્ત થાય છે.'

# ચોથો પ્રકાશ



ચોથા પ્રકાશે પ્રશ્નકાર પહેલા
જેસલમેરના સંઘે કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—કાચું ફલ બીજ કાઢી નાખ્યા બાદ બે ઘડી પછી અચિત્ત થાય કે નહિ?

ઉ૦—અગ્નિ કે લવણ વગેરેનો પ્રબલ સંસ્કાર થાય તો અચિત્ત થાય, તે સિવાય નહિ. ૪-૧-૧-૨૩૧

પ્ર૦ ૨—નારકીઓ પાછળના ભવની શુભ કે અશુભ વાર્તા કેવી રીતે જાણે છે?

ઉ૦—દેવના કહેવા આદિથી જાણી શકે છે. ૪-૧-૨-૨૩૨

પ્ર૦ ૩—દેવદ્રવ્યનું ભક્ષણ કરનારના ઘેર જમવા માટે જવું કલ્પે કે નહિ? અગર જમવા જાય તો તેના ખરચનું દ્રવ્ય દેવમંદિરે મૂકવું જોઈએ કે નહિ?

ઉ૦—જો કદાચિત્ પરાધીનતાથી દેવદ્રવ્યનું ભક્ષણ કરનારના ઘેર જમવા માટે જાય તો પણ મનમાં કોમલ ભાવનું રક્ષણ કરે, પરંતુ નિઃશુક—નિર્ધ્વંસ પરિણામી ન થાય, તથા જમ્યાનું દ્રવ્ય દેવમંદિરે મૂકવામાં વિરોધ થતો હોય તો તેને આશ્રયીને ડહાપણ રાખવું; એવું કરવું જોઈએ કે જેથી આગળ અનર્થની વૃદ્ધિ ન થાય. ૪-૧-૩-૨૩૩

પ્ર૦ ૪—કલ્યાણકનો તપ ચાલતો હોય ત્યારે છઠ્ઠ અઠ્ઠમ કરવાની શક્તિના અભાવે પખિખ આદિમાં આયંબિલ આદિ કરી શકે કે નહિ ?

ઉ૦—છઠ્ઠ, અઠ્ઠમ કરવાની શક્તિનો સર્વથા અભાવ હોય તો પખિખ આદિ પર્વતિથિમાં આયંબિલ આદિ કરી શકે છે. કલ્યાણક તપની પ્રવૃત્તિ તો પરંપરાથી[૬૯] દેખાય છે. ૪-૧-૪-૨૩૪

પ્ર૦ ૫—પચ્ચક્ખાણ કરતી વખતે જેને બે વિગઈ મોકલી રાખી હોય તેને ત્રીજી વિગઈનું નિવિયાતું કલ્પે કે નહિ?

ઉ૦—કારણ વિના કલ્પે નહિ. ૪-૧-૫-૨૩૫

પ્ર૦ ૬—તે દિવસનાં બનાવેલાં "कयरीपाक" (કેરીનો મુરબ્બો) ઈત્યાદિ લોકપ્રસિદ્ધ પાકદ્રવ્યો લીલા શાકનાં પચ્ચક્ખાણવાળાઓને કલ્પે કે નહિ ?

ઉ૦—કલ્પી શકે છે. આવી પ્રવૃત્તિ દેખાય છે. ૪-૧-૬-૨૩૬

પ્ર૦ ૭—મનુષ્યક્ષેત્રની બહાર જે ચન્દ્ર અને સૂર્યો છે તે ચન્દ્ર, સૂર્ય દેવો તીર્થંકરોના જન્મોત્સવમાં અને સમવસરણમાં આવે કે નહિ ?

---

૬૯—આજે પરંપરાને નામે કલ્યાણકોને પર્વતિથિમાંથી બાતલ ગણી તેની તપ વગેરે ક્રિયાઓને ઉલટાવનારા આ પ્રશ્નોત્તર વિચારે, અને પંચાંગમાં જે તિથિની ક્ષયવૃદ્ધિ હોય તે તિથિને બદલે બીજી તિથિઓની કલ્પિત ક્ષયવૃદ્ધિ માનતા અટકી જાય, તથા તેમ કરીને કલ્યાણકારી કોઈ પણ તિથિની આરાધનાને અન્યાય નહિ કરવા રૂપ સુવિશુદ્ધ પરંપરાને અનુસરે, એમ ઈચ્છવું સ્થાને છે.

રાત્રિના પ્રથમના બે પ્રહર પર્યંત દેવસી પ્રતિક્રમણ કરવું કલ્પે છે. ૪-૧-૧૩-૨૪૩

પ્ર૦ ૧૪—જેણે શુકલ પંચમીનો તપ ઉચ્ચરેલો હોય તે જો પર્યુષણામાં ભાદરવા સુદિ બીજથી અઠ્ઠમ કરે તો તે ભાદરવા સુદિ પાંચમના દિવસે અવશ્ય એકાસણું કરે કે રૂચિ પ્રમાણે કરે ?

ઉ૦—જેણે શુકલ પંચમી ઉચ્ચરેલી હોય તેણે મુખ્ય વૃત્તિએ ભાદરવા સુદ ત્રીજથી અઠ્ઠમ કરવો જોઈએ. જો કદાચિત્ ભાદરવા સુદિ બીજથી અઠ્ઠમ કરે તો ભાદરવા સુદિ પાંચમે એકાસણું કરવું જોઈએ એવો પ્રતિબંધ નથી, કરે તો [૭૧]સારું છે. ૪-૧-૧૪-૨૪૪

પ્ર૦ ૧૫—જ્યારે ચોમાસી પૂર્ણિમાની હતી ત્યારે પ્રતિક્રમણ પચીસ અથવા અઠ્ઠાવીસ હતાં ? તથા તે શાસ્ત્રાક્ષરના બલથી કરાતાં હતાં કે પરંપરાથી ? જો શાસ્ત્રના અક્ષરના બલથી કરાતાં હોય તો તેનું નામ જણાવવા કૃપા કરશો ?

૭૧—આ પ્રશ્નોત્તર પણ સાબીત કરે છે કે ભાદરવા સુદ પંચમી યદ્યપિ પર્વતિથિ છે તથાપિ ભાદરવા સુદ ચોથ, કે જે સંવત્સરીની સ્થાપિત તિથિ છે, તેના કરતાં ગૌણ છે. પંચાંગમાં ખુદ પંચમી તિથિ ઉદયગત હોય તો પણ તેના કારણે તેનો તપ ચોથના તપથી સરે છે, શાસ્ત્રકારના આ વિધાનથી સાફ નિશ્ચિત થઈ જાય છે કે પંચમીના કારણે ચોથની વિરાધના કરવાની હોય જ નહિ. છતાં જેઓ શાસ્ત્રકારની આજ્ઞા લોપીને સ્વમતિકલ્પનાથી ભાદરવા સુદ પંચમીની ક્ષયવૃદ્ધિએ ભાદરવા સુદ ચોથને વિરાધે છે તેઓ શાસ્ત્ર અને પરંપરાથી વિરૂદ્ધ જ વર્તે છે. વધુ માટે જુઓ આજ ગ્રંથના ચોથા પ્રકાશના ત્રીજા પ્રશ્નકારનો પ્રશ્નોત્તર પ્ર...

ઉ૦—એક વર્ષમાં પ્રતિક્રમણ પચીસ આવે કે અઠાવીસ આવે એવું વિધાન કોઈ પણ ઠેકાણે જાણ્યું નથી. શાસ્ત્રમાં તો દેવસી, રાઈ, પખ્ખી, ચોમાસી, અને સંવત્સરી રૂપ પાંચ પ્રતિક્રમણો[૭૨] કહેલાં છે. ૪-૧-૧૫-૨૪૫

પ્ર૦ ૧૬—મોતિ સચિત્ત છે કે અચિત્ત? અને તે ક્યાં કહેલું છે?

ઉ૦—વિંધેલાં મોતિ કે નહિ. વિંધેલાં મોતી અચિત્ત જાણવાં. કારણકે શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં મૌક્તિક રત્ન વગેરે અચિત્ત કહ્યાં છે. ૪-૧-૧૬-૨૪૬

પ્ર૦ ૧૭—સર્વાર્થ સિદ્ધ વિમાનમાં જે મોતીના વલયો કહેલાં છે તે શાસ્ત્રમાં કહેલાં કહેવાય છે કે પરંપરાથી કહેવાય છે? જો શાસ્ત્રમાં કહેલાં હોય તો તે અક્ષરો જણાવવા કૃપા કરશો.

ઉ૦—સર્વાર્થ સિદ્ધ વિમાનમાં મોતિઓનાં વલયો સંબંધી અક્ષરો ત્રુટિ ગાથાઓમાં અને પરંપરાએ ભુવનભાનુ કેવલિના ચરિત્રમાં છે. તે ગાથાઓ આ પ્રમાણે છે—"તે મહાવિમાનમાં ઉપરના ભાગમાં ઉજ્વલ પાણિના સમૂહ

૭૨—આજ્ઞા અને સુવિહિત આચરણાને પ્રમાણ ગણનારાઓના મતે પુનમની ત્રણ ચોમાસી ચૌદશની રચપાતાં ત્રણ પખ્ખી અનુષ્ઠાનો ચોમાસામાં સમાઈ ગયાં તે જેમ અયુક્ત લેખાયું નથી, તેમ પુનમ આદિના ક્ષયે એક દિવસમાં એક ગૌણ પર્વતિથિનું અનુષ્ઠાન બીજી પ્રબલ પર્વતિથિના અનુષ્ઠાનમાં સમાઈ જાય તે જરાય અયુક્ત નથી. એમ છતાં આની સામે આજે 'એક પર્વતિથિને લોપી' ઈત્યાદિ આક્ષેપ કરનારા પોતામાં સુરૂચિનો તદ્દન અભાવજ બતાવે છે, એ તત્ત્વના ખપી આત્માઓએ સત્વર સમજી લેવા જેવું છે.

જેવું-પાણીદાર-એવું ચોસઠ મણ પ્રમાણનું એક મોતી છે. (૧) મધ્યમાં રહેલા તે ચોસઠમણ પ્રમાણ મોતિની આસપાસ વલયાકારે બત્રીસમણ પ્રમાણનાં ચાર મોતિ શોભે છે. (૨) ફરીથી પણ બીજા વલયમાં આકાશમાં રહેલ પાણિની જેમ નિર્મલ અને શંખના જેવાં શ્વેત સોલમણ પ્રમાણનાં આઠ મોતિ શોભે છે. (૩) ત્યાર બાદ ત્રીજા વલયમાં ચંદ્રકલાની જેમ નિર્મલતાએ કરીને યુકત એવાં આઠમણ પ્રમાણનાં સોલ મોતિ વર્તે છે. (૪) ચોથા વલયમાં ચાર મણ પ્રમાણનાં બત્રીશ મોતિ પંડિતોએ જાણવાં. (૫) વળી હે પંડિત ! પાંચમા વલયમાં બેમણ વજનવાળાં ચોસઠ મોતિ છે, એમ જાણો (૬) છઠ્ઠા વલયમાં એકમણ વજનવાળાં અને ગોળ એવાં એકસો અઠ્ઠાવીસ મોતિ છે એમ જાણવું. (૭) મુક્તાફલની અંદર રહેલી અનેક અવાજ કરતી વાયુની લહરીઓથી વલયાકારે રહેલ મોતિઓનો સમૂહ જ્યારે પરસ્પર અફળાય છે ત્યારે આ મહા વિમાન મધુર શબ્દોનું એકાંત સ્થાન થાય છે, આવી શબ્દની મધુરતા અન્યત્ર ક્યાંય પણ હોતી નથી (૮-૯) તે વિમાનમાં રહેલા દેવો તે શબ્દના રસમાં મોહિત ચિત્તવાળા બનીને તેત્રીસ સાગરોપમ પ્રમાણ પોતાનું આયુષ્ય સુખપૂર્વક પૂર્ણ કરે છે. (૧૦) ૪-૧-૧૭-૨૪૭

પ્ર૦ ૧૭—ખરતર ગચ્છમાં જેઓના ઘરે પુત્ર અથવા પુત્રીનો જન્મ થયો હોય તે ઘરના મનુષ્યો પોતાના ઘરના પાણીથી દેવપૂજા કરતા નથી, અને ખરતર ગચ્છના સાધુઓ પણ તેના ઘરે દસ દિવસ સુધી ગોચરી પાણી માટે જતા નથી. આવા અક્ષરો ક્યાં છે ? તથા આપણા ગચ્છમાં પુત્ર પુત્રીના જન્મને અવલંબીને કયો વિધિ છે ?

ઉ૦—જેના ઘરે પુત્ર પુત્રીનો જન્મ થયો હોય તે ઘરના પાણીથી દેવપૂજા સુઝે નહિ, એવા અક્ષરો શાસ્ત્રમાં હોય એવું જાણ્યું નથી. તેમજ તેના ઘરની ગોચરી પાણી વગેરેને આશ્રયી જે દેશમાં જે લોક વ્યવહાર હોય તેને અનુસરીને સાધુઓએ કરવું જોઈએ, પરંતુ દશ દિવસનો આગ્રહ શાસ્ત્રમાં જાણ્યો[૭૩] નથી. ૪-૧-૧૮-૨૪૮

૭૩-શ્રી તપાગચ્છમાં આજે એક વર્ગ સૂતકને વિષે જે વિચિત્ર પ્રવૃત્તિ સેવી રહ્યો છે, જેવી કે-કોઇને ત્યાં સુવાવડ હોય તો એકતાલીસ દિવસ સુધી સાધુને વહોરાવી શકાય નહિ, તેના ઘર સાથે જેનો એક મોભ હોય તેનાથી પણ ગોચરી વહોરાવી શકાય નહિ, એક અડકી હોય તેનાથી પણ ગોચરી વહોરાવી શકાય નહિ, સુવાવડ ગમે ત્યાં થયેલી હોય છતાં તેના ઘરના માણસોથી સેવા પૂજા કરાય નહિ, સુવાવડી બાઈથી સવા સવા મહીના સુધી દર્શને કરી શકાય નહિ, મરણ પ્રસંગે પણ કાંધ દીધી હોય, સ્મશાનમાં ગએલા હોય, શબે અડ્યા હોય તો અમુક અમુક દિવસો સુધી પૂજા-સામાયિક-પ્રતિક્રમણ-વગેરે થઇ શકે નહિ, ઇત્યાદિ ધર્મકરણીમાંજ અટકાયત કરનારી કહેવાતી હાલની અનેક વિચિત્ર પ્રવૃત્તિને શાસ્ત્ર તેમજ સુવિશુદ્ધ પરંપરાનો મુદ્દલ ટેકો નથી, તે ઉપરનો મૂલ પ્રશ્નોત્તર સ્પષ્ટ સાબીત કરી આપે છે આમ છતાં આજે કેટલાકો ખોટી પ્રવૃત્તિઓને પરંપરાના નામે ઉત્તેજન આપી શાસ્ત્રીય માર્ગને જનતામાંથી ભૂંસી નાખવાના નાદે ચઢેલા સુતક વિષેના ભ્રમને પણ સુધારવાને બદલે 'જૈન કોમ અભડાઈ જાય છે' એવી ધા નાખીને પોતાની અધમ મનોવૃત્તિનું તાંડવ કરે છે, તેમનાથી બાપી જીવોએ કદી ઊંધે માર્ગે દોરાવું નહિ. આ સાથે આ વિષેના શ્રી સેનપ્રશ્નના પ્રશ્નોત્તર પણ મેલવી જોવાની અમો વાંચકોને ભલામણ કરીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે તેઓ સુતકના

પ્ર૦ ૪—જિનમંદિરમાં જે કેટલાક સાધુઓ અને શ્રાવકો પ્રતિમાને સ્નાન કરાતું હોય ત્યારે ચૈત્યવંદન કરતા નથી તેઓ એમ કહે છે કે-પ્રભુને સ્નાન કરાતી વખતે ચૈત્યવદનની અવસ્થા નથી હોતી માટે અવસ્થાના કારણે ચૈત્યવદન કરાતું નથી. અને બીજા કેટલાક એમ જણાવે છે કે ભગવાનની વળી અવસ્થા શી? જ્યારે જિનમંદિરમાં જઇએ ત્યારે ચૈત્યવંદના કરી શકાય છે આ બેમાં પ્રમાણભૂત શું છે?

ઉ૦—જિનમંદિરમાં પ્રતિમાને સ્નાન કરવાના અવસરે ચૈત્યવંદન કરવાનો નિષેધ જાણ્યો નથી ૪-૨-૪-૨૨-૨૫૨

ચોથા પ્રકાશે પ્રશ્નકાર ત્રીજા-દીવબંદરના સંઘે કરેલ પ્રશ્નો અને તેના ઉત્તરો.

પ્ર૦ ૧—દેવમંદિરમાં પોસાતિઓ જ્યારે દેવવંદન કરે ત્યારે ઇરિયાવહીયા પડિક્કમતિ વખતે ઉત્તરાસન-ખેસ જોઇએ કે નહિ?

ઉ૦—જ્યારે જિનમંદિરમાં પોસાતિઓ દેવવંદન કરે

---

પણ અમુક તિથિ અથવા નક્ષત્રનો નિયમ નહિ સમજવો."

'यन्माधवेनोक्तं तन्न'—મતલબ કે-'જે તમે કહ્યું તે અમારે નહિ', આવી અનિચ્છનીય મનોદશાને આધીન બનેલા આજે કેટલાકો આ વિધાનનો પણ વિરોધ કરે છે અને સ્વાતિ નક્ષત્રનો આગ્રહ રાખે રખાવે છે તથા લોકોએ જે દિવસે દીવાલી ન કરી હોય તે દિવસે દીવાલીનું ગુણણું ગણે ગણાવે છે, તેઓએ ભવભીરૂ બનીને એ સમજવું જોઇએ કે એમ કરીને તેઓ શ્રી હીરસૂરિ મહારાજે પણ વિધાન કરેલી શાસ્ત્રાજ્ઞા અને સુવિશુદ્ધ પરંપરાનો ભંગ જ કરે છે, કે જે કરવું જરાયે હિતાવહ નથી.

ત્યારે ઇરિયાવહીયા પડિક્કમતિ વેલાએ ઉત્તરાસન–ખેસનું કાંઈ પ્રયોજન જણાતું નથી. વૃદ્ધ પુરૂષો પણ એમજ કહેતા સાંભળ્યા છે. બીજું દેવવંદનની ક્રિયામાં ઇરિયાવહીયા નથી, તેથી દેવવંદન કરતી વખતે અને બીજે વખતે દેવમંદિરમાં અવસ્થાન હોય ત્યારે ઉત્તરાસન કરેલું જોવાય છે. ક્રિયા તો વિધિપૂર્વકજ હોઇ શકે છે. ૪–૩–૧–૨૩–૨૫૩

પ્ર૦ ૨—રાઈ પ્રતિક્રમણના સમયે રાઇ પ્રતિક્રમણ કરનાર પહેલાં કુસ્વપ્ન દુસ્વપ્નના નિવારણ માટે ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરે છે, ત્યારે તેઓ "**चंदेसु निम्मलयरा**" સુધી કરે કે '**सागरवरगंभीरा**" સુધી કરે ?

ઉ૦—સામાન્યતઃ "**चंदेसु निम्मलयरा**" સુધી કરે. પણ જ્યારે સ્વપ્નમાં ચોથા વ્રતનો અતિચાર થયો હોય ત્યારે આઠ શ્વાસોશ્વાસ પ્રમાણ એક નવકાર અધિક ચિંતવે અર્થાત્ "**सागरवरगंभीरा**" સુધી કાઉસગ્ગ કરે. ૪–૩–૨–૨૪–૨૫૪

પ્ર૦ ૩—પ્રભાતકાલના રાઇપ્રતિક્રમણમાં પ્રથમ કુસુમિણ દુસુમિણનો કાઉસગ્ગ અને ચૈત્યવંદન કર્યા બાદ 'ભગવાનહં' આદિનાં ચાર ખમાસમણાં આપીને સજ્ઝાય કરે કે સજ્ઝાય કરીને ચાર ખમાસમણા આપે ?

ઉ૦—રાઇ પ્રતિક્રમણમાં પ્રથમ ચાર લોગસ્સનો કાઉસગ્ગ અને ચૈત્યવંદન કર્યા પછીથી ભગવાનહં વગેરે ચાર ખમાસમણ આપીને ત્યારબાદ બે ખમાસમણ પૂર્વક સજ્ઝાય કરીને પ્રતિક્રમણ કરે. કહ્યું છે કે–"પ્રથમ ઇરિયાવહીયા, પછી કુસુમિણ દુસુમિણનો કાઉસગ્ગ, પછી ચૈત્યવંદન, પછી

મુનિવંદન–ભગવાનહં આદિ ચાર ખમાસમણાં, પછી સજ્ઝાય, પછી પડિક્કમણુ સ્થાપવું, પછી નમુત્થુણું અને પછી ત્રણ કાઉસગ્ગ કરવા". આ ગાથા શ્રી સોમસુંદરસૂરિએ કરેલી સામાચારીમાં છે. તથા શ્રી વિજયદાનસૂરિ મહારાજા પણ એમજ કરતા હતા અને તેમની શીખામણથી અમે પણ તેમજ, કરીએ છીએ. સજ્ઝાય કર્યા બાદ ચાર ખમાસમણ દેવાં એવો વિધિ પણ કોઇ ગ્રંથમાં છે, તેનો પણ નિષેધ નથી. પરંતુ વૃદ્ધો જેમ કરતા હતા તે પ્રમાણે જ અમે હાલ કરીએ છીએ ૪–૩–૩–૨૫–૨૫૫

પ્ર૦ ૪—ઉનાળા વગેરેમાં ગરમ, અથવા અચિત્ત પાણી પાંચ આદિ પ્રહર સુધી અચિત્ત રહે છે ત્યાર બાદ સચિત્ત થાય છે, એવા અક્ષરો કયા ગ્રંથમાં છે ? તથા તે પાણિમાં જ્યાં સુધી ત્રસજીવોની ઉત્પત્તિ ન થઇ હોય ત્યાં સુધી ગાળ્યા વિના પીવું કલ્પે કે નહિ ?

ઉ૦—ઉનાળા વગેરેમાં ગરમ અથવા અચિત્ત પાણી પાંચ આદિ પ્રહર સુધી અચિત્ત રહે છે ત્યાર બાદ સચિત્ત થાય છે, એવા અક્ષરો પ્રવચન સારોદ્ધારની ટીકામાં કહેલા છે. તથા તે પાણીમાં ત્રસ જીવોની ઉત્પત્તિ થઈ હોય કે ન થઇ હોય તો પણ તે પાણી ગાળેલું જ વાપરવું જોઇએ, પરંતુ ગાળ્યા વિનાનુ નહિ એવી પરંપરા દેખાય છે. ૪–૩–૪–૨૬–૨૫૬

પ્ર૦ ૫—જ્યારે પાંચમ તિથિનો ક્ષય થયેલો હોય ત્યારે તે તપ કઈ તિથિએ કરાય ? અને પુનમનો ક્ષય

ઉ૦—જ્યારે પાંચમનો ક્ષય થયેલો હોય, ત્યારે તેનો તપ પૂર્વ તિથિમાં કરાય છે અને પુનમનો ક્ષય થયેલો હોય ત્યારે તેનો તપ તેરસ ચઉદસે કરાય છે અને તેરસે ભૂલી જવાય તો એકમે પણ કરી ૭૫શકાય છે. ૪–૩–૫–૨૭–૨૫૭

---

૭૫—આ પ્રશ્નોત્તર પણ સાફ સાફ બતાવી આપે છે કે પાંચમ પુનમ આદિ-પર્વતિથિઓનો ક્ષય વગેરે પણ આવે છે. તથાપિ તેને બદલે બીજી કોઈ તિથિઓનો ક્ષય વગેરે કરાતો નથી, કિન્તુ તેના તપ નિયમ વગેરે પૂર્વાદિ તિથિમાં કરી લેવાય છે. આ પ્રગટ અર્થને છોડીને જેઓ મારી મચડીને આ પ્રશ્નોત્તરથી પૂર્વ કે પૂર્વતર તિથિનો ક્ષય વગેરે કરવા કરાવવા લલચાય છે તેઓ બે દુ ચારને બદલે છ મનાવવા જેવો પ્રયત્ન કરે છે, તે સુજ્ઞ સમાજમાં ખરેખર હાસ્યાસ્પદ છે. આ વિષયની વધુ ખાત્રી માટે સને ૧૯૧૩ માં બહાર પડેલ હીરપ્રશ્નાવલી નામના પુસ્તકમાં આ પ્રશ્નોત્તરનો અનુવાદ જે પ્રમાણે કરેલો છે તે તરફ વાંચકોનું ધ્યાન ખેંચીએ છીએ. જુઓ તે આ રહ્યો.

"પ્રશ્ન ૫-પાંચમનો અથવા પુર્ણીમાનો ક્ષય હોય તો તે તિથિઓનો તપ કોણ કોણ તિથીને દિવસે કરવો જોઇએ ?

ઉત્તર ૫-પાંચમનો જો ક્ષય હોય તો તેનો તપ પાછલી તિથીમાં કરવો પૂર્ણીમાનો જો ક્ષય હોય તો તેનો તપ તેરશને દિવસે અથવા તો ચૌદશે કરવો જો ત્રયોદશીને દિવસે કરવો ભુલી જાય તો પ્રતિપદ (એકમ) ને દિવસે પણ કરવો."

આ ઉપરથી વાંચકો સમજી શકશે કે પૂનમના ક્ષયે તેરસનો ક્ષય કરવાનું કોઈ પણ રીતે સાબીત થઈ શકે તેમ નથી છતાં એવો અર્થ ખેંચનારા ઉપર્યુક્ત અનુવાદથી પણ ખોટા ઠરે છે.

આમાં પુનમના તપનું પુછાયું છે તે ચૌદશપુનમના છઠ્ઠને આશ્રયીને પણ લાગુ થઈ શકે છે. ઉત્તરમાં તેરસ ચૌદશ અગર ચૌદશ

પ્ર૦ ૬—નવકારવાલી વગેરેની જે સ્થાપના નમસ્કાર મહામંત્રથી કરાય છે, તે સ્થાપના ઉપર પ્રકાશ હોય તો દ્રષ્ટિ રાખી શકવી સુકર છે. પરંતુ સ્થાપના ઉપર પ્રકાશ ન પડતો હોય ત્યારે અંધકારમાં શું થાય? સ્થાપના ઉપર દ્રષ્ટિ કેમ રાખી શકાય? પ્રકાશ વિના સ્થાપના સુઝે કે નહિં?

ઉ૦—નવકારવાલી અને પુસ્તક વગેરેની સ્થાપના નમસ્કાર મહામંત્રથી સ્થાપી શકાય છે. સ્થાપના સ્થાપ્યા બાદ ક્રિયા કરવી હોય ત્યાં સુધી પ્રકાશ હોય તો દ્રષ્ટિ અને ઉપયોગ બંને રાખી શકાય છે અને અંધકારમાં માત્ર ઉપયોગ રાખી શકાય છે. દ્રષ્ટિ અને ઉપયોગનો ભંગ થયો હોય તો—એટલે દ્રષ્ટિ અને ઉપયોગ બંને ન રહે તો સ્થાપના સ્થાપીને આગળ ક્રિયા કરી શકાય છે. કારણ કે સ્થાપના બે પ્રકારની છે, તે આ પ્રમાણે—ઇત્વર અને યાવત્કથિક. તેમાં અમૂક કાલ માટે સ્થાપેલી સ્થાપના તે ઈત્વર કહેવાય છે. તે નવકારવાલી વગેરે, કે જે નવકારમંત્રથી સ્વયં-સ્થાપન કરેલી છે, તે દ્રષ્ટિ અને ઉપયોગ રહે ત્યાં સુધી જ રહી શકે છે. અને જ્યાં સુધી વસ્તુ રહે ત્યાં સુધીની જે સ્થાપના તે યાવત્કથિકા સ્થાપના કહેવાય છે. તે અક્ષ અને પ્રતિમા વગેરે છે, કે જે ગુરૂદ્વારા સ્થપાય છે, તે યાવત્-

---

પડવો ફરમાવીને આચાર્યે 'ચૌદશ પુનમ વગેરે જોડીયાં પર્વોને સાથે જ રાખવાં જોઇએ' એવા કેટલાક આધુનીકોથી મેલાતા ભ્રમને પણ તોડી નાખ્યો છે. આ પ્રશ્નોત્તર એક દિવસમાં બે પર્વતિથિઓની સમાપ્તિ થઇ હોય તો તે બન્નેની આરાધના તે એકજ દિવસમાં કરવાનું સાબીત કરે છે. વધુ માટે જુઓ ટિપ્પણ ૫૮ તથા ૭૨.

કથિક સ્થાપના ફરી ફરી સ્થાપન કરાતી નથી. ૪-૩-૬-૨૮-૨૫૮

પ્ર૦ ૭—ઉપધાનની માલા પહેરવામાં પવેયણાની ક્રિયા કરે કે નહિ ?

ઉ૦—માલા પહેરવામાં પવેયણાની ક્રિયા કરવાનો નિયમ જાણ્યો નથી. ૪-૩-૭-૨૯-૨૫૯

પ્ર૦ ૮—ઉપધાન સમાપ્ત થયા બાદ તપના દિવસે નિકળવું કલ્પે કે નહિ ?

ઉ૦—ઉપધાન પૂર્ણ થયા બાદ તપના દિવસે નિકળી શકાય નહિ. તથાપ્રકારનું કારણ હોય તો ગીતાર્થની આજ્ઞાપૂર્વક નીકળવામાં એકાન્તે નિષેધ જાણ્યો નથી. ૪-૩-૮-૩૦-૨૬૦

પ્ર૦ ૯—કેટલાક પૂછે છે કે નાણ માંડવાના અક્ષરો કયા સિદ્ધાન્તમાં છે ?

ઉ૦—નાણ માંડવાના અક્ષરો અનુયોગદ્વારની ટીકા, અને સામાચારી પ્રમુખ ગ્રંથોમાં છે. તેમ પરંપરાએ પણ નંદી મંડાતી જણાય છે. ૪-૩-૯-૩૧-૨૬૧

પ્ર૦ ૧૦—પૌષધમાં સામાયિકના બત્રીશ દોષો લાગે કે નહિ ?

ઉ૦—પૌષધમાં સામાયિકના બત્રીશ દોષો લાગતા હોય, એમ જણાય છે. માટે ઉત્સર્ગથી તે દોષોને લાગવા દે નહિ. કારણ વિશેષે જો દોષો લગાડે તો આલોચના અને પ્રતિક્રમણ કરે. ૪-૩-૧૦-૩૨-૨૬૨

પ્ર૦ ૧૧—પૌષધમાં શકલાતનો સંથારો-દર્ભ વિશેષનો સંથારો વાપરવો કલ્પે કે નહિ ? તથા મુખવાસ

ખાવો કલ્પે કે નહિ ? તથા જમવામાં ઉપકરણો-પાટલો, થાલી, વગેરે કેવી રીતે ગ્રહણ કરવાં ? કારણ કે તેને છૂટા માણસો લાવેલા હોય છે. તે કલ્પે કે નહિ ?

ઉ૦—શકલાત-દર્ભ વિશેષનો સંથારો પોષધમાં વાપરવો કલ્પે છે, તથા કારણ હોય તો મુખવાસ-લવિંગ, કાથ-તજ વગેરે પોષધમાં ખાવા કલ્પે છે, તથા છૂટા માણસે લાવેલાં ઉપકરણોની શુધ્ધમાનતાનો-શુદ્ધ હોવાનો નિષેધ જાણ્યો નથી. એટલે છુટા માણસોની લાવેલી વસ્તુનો ઉપયોગ પોસાતીઓ યથાયોગ્ય કરી શકે છે. ૪-૩-૧૧-૩૩-૨૬૩

પ્ર૦ ૧૨—દેવો જ્યારે પોતાના દેવલોકથી અન્ય દેવલોકમાં જાય ત્યારે ત્યાં રહેલાં ચૈત્યોને વંદન કરે કે નહિ ?

ઉ૦—દેવો જ્યારે પોતાના દેવલોકથી અન્ય દેવલોકમાં જાય ત્યારે ત્યાં રહેલાં ચૈત્યોને વંદન કરવાનો નિષેધ જાણ્યો નથી. ૪-૩-૧૨-૩૪-૨૬૪

પ્ર૦ ૧૩—જંબૂદ્વિપના મેરૂની ચારે બાજુ ૧૧૨૧ યોજન છેટે રહીને જેમ જ્યોતિશ્ચક-સૂર્ય, ચંદ્ર વગેરે ફરે છે તેમ અન્ય દ્વિપમાં રહેલા મેરૂપર્વતોથી પણ કેટલે છેટે રહીને જ્યોતિશ્ચક ભમે છે-ફરે છે ?

ઉ૦—જંબૂદ્વિપમાં રહેલ મેરૂની ચારે બાજુએ જેમ ૧૧૨૧ યોજન છેટે રહીને જ્યોતિશ્ચક ભમે છે તેવીજ રીતે અન્યદ્વિપમાં રહેલ મેરૂપર્વતોથી પણ ૧૧૨૧ યોજન છેટે રહીને જ્યોતિશ્ચક ફરતું હોય એમ સંભાવના થાય છે. પરંતુ સ્પષ્ટ પણે તેવા પ્રકારના શાસ્ત્રના અક્ષરો જોયા હોય એમ યાદ આવતું નથી ૪-૩-૧૩-૩૫-૨૬૫

પ્ર૦ ૧૪—કાઉસગ્ગમાં અને વાંદણા દેવાના અવસરે સ્થાપનાજી ચાલે-હાલે તો તે તે ક્રિયા સુઝે કે નહિ ?

ઉ૦—કાઉસગ્ગમાં અને વાંદણા દેવાના અવસરે સ્થાપનાજી ચાલે તો તે ક્રિયા ન સુઝે એવો એકાન્ત જાણ્યો નથી. ૪-૩-૧૪-૩૬-૨૬૬

પ્ર૦ ૧૫—અન્ય મતવાળાને કોઈ વખતે ઉપવાસનું પચ્ચખ્ખાણ આપવામાં આવે તો તેમાં "પાણસ્સ" પાણીના આગારનો ઉચ્ચારને આશ્રયી શું કરવું ? કારણકે તેઓ કસેલ્લકાદિનું પાણી પીએ તો પચ્ચખ્ખાણનું પાલન કેવી રીતે થાય ?

ઉ૦—અન્ય મતવાળાઓને પચ્ચખ્ખાણ કરાવતાં "પાણસ્સ" પાણીના આગાર ઉચ્ચરાવવામાં આવે તેમાં જો તેઓ કસેલ્લકાદિનું પાણી પીએ તો તેથી પચ્ચખ્ખાણનો ભંગ થતો હોય તેમ જાણ્યું નથી. કારણ કે કસેલ્લીયો નાખવાથી પણ પાણી અચિત્ત થાય છે, પરંતુ આપણા ગચ્છવાળાઓની આચરણા નથી માટે આપણે કસેલીયાનું પાણી ગ્રહણ કરતા નથી. ૪-૩-૧૫-૩૭-૨૬૭

પ્ર૦ ૧૬—હાલ કરાતી સ્નાત્ર વગેરેની વિધિ કોણે બનાવી છે અને તે કયા ગ્રંથમાં છે ?

ઉ૦—વર્તમાન કાલમાં કરાતી સ્નાત્ર વગેરેની વિધિ કેટલીક પરંપરાથી અને કેટલીક શ્રાદ્ધવિધિમાં કહેલી છે. ૪-૩-૧૬-૩૮-૨૬૮

પ્ર૦ ૧૭—કેવલિભગવાન જ્યારે કેવલિ સમુદ્‌ઘાત કરે ત્યારે પોતાના આત્મપ્રદેશોથી ચૌદ રાજલોક ઉંચી અને

એક રાજલોક લાંબી પહોળી ત્રસનાડીનેજ ભરે કે સમસ્ત લોકને ?

ઉ૦—કેવલિ ભગવાન જ્યારે કેવલિ સમુદ્‌ઘાત કરે છે ત્યારે પોતાના આત્મપ્રદેશોથી સમસ્ત લોકને ભરી દે છે. ૪-૩-૧૭-૩૯-૨૬૯

પ્ર૦ ૧૮—જેમાં ચોવીશે તીર્થંકરોની મૂર્તિઓ હોય એવો ચોવીશવટો અને જેમાં શ્રીઋષભદેવ, શ્રીશાંતિનાથ, શ્રીનેમનાથ, શ્રીપાર્શ્વનાથ, અને શ્રીમહાવીર સ્વામિની મૂર્તિ હોય એવી પંચતિર્થી પ્રતિમાદીમાં કયા અનુક્રમથી ઋષભદેવાદિ તીર્થંકરો ગણાય ? વળી સુથાર સંબંધિ 'ગજ' એવા પ્રસિદ્ધ પ્રમાણે કરી ભૂમિકાથી દોઢ હાથ ઉંચા સ્થાન ઉપર દેવોની પ્રતિમાને બીરાજમાન કરવાનું કહેલું છે, તે ઉત્કૃષ્ટ કાલાદિમાં (જેમાં કાયા વગેરેનું પ્રમાણ મોટું હોય છે) આત્માંગુલની વૃદ્ધિ હાનિ થતાં કેવી રીતે ઘટે ?

ઉ૦—ચોવીશવટ્ટો અને પંચતિર્થીની પ્રતિમા વગેરેમાં આજ અનુક્રમથી ઋષભદેવાદિ તીર્થંકરો ગણી શકાય, એવો એકાન્ત જાણ્યો નથી. તેમજ સૂત્રધાર સંબંધિ "ગજ" એવા પ્રસિદ્ધ પ્રમાણના અનુસારે ભૂમિકાથી દોઢ હાથ ઉંચા સ્થાન ઉપર દેવોનુ આસન કરવામાં ઉત્કૃષ્ટ કાલ વગેરેમાં આત્માગુંલની વૃદ્ધિ હાનિ થતી હોય તો પણ કોઇ પણ જાતનું અઘટમાનપણું નથી. કારણકે આત્માંગુલની વૃદ્ધિ આદિમાં "ગજ" એવું પ્રસિદ્ધ પ્રમાણ પણ તેના અનુસારે જ મોટું નાનું થાય છે. ૪-૩-૧૮-૪૦-૨૭૦

પ્ર૦ ૧૯—ઉપધાનની વિધિ અને એકાંતર ઉપવાસથી

ઉપધાનનું વાહન-વહન કરવું કયા શાસ્ત્રમાં કહ્યું છે અને કોણે કહ્યું છે ?

ઉ૦—ઉપધાનની વિધિ અને એકાન્તર ઉપવાસથી તેનું વાહન મહાનિશીથ અને સામાચારી વગેરે ગ્રંથને અનુસારે અને પરંપરાને અનુસારે છે, એમ જાણવું. ૪-૩-૧૯-૪૧-૨૭૧

પ્ર૦ ૨૦—"कयरीपाक"-કેરીનો પાક ઈત્યાદિ પ્રસિદ્ધ દ્રવ્યો અને આસવો-દ્રાક્ષાસવાદિ લીલા શાકના અવયવોથી અર્થાત્ લીલી વનસ્પતિના અવયવોથી બનેલાં હોવાથી લીલોતરીના પચ્ચખ્ખાણવાળાઓને તે કલ્પે કે નહિ ?

ઉ૦—"कयरीपाक"-કેરીનો પાક ઇત્યાદિ લોકપ્રસિદ્ધ દ્રવ્યો અને દ્રાક્ષાસવાદિ આસવો લીલી વનસ્પતિના અવયવોથી બનેલા હોવા છતાં પણ લીલોતરીના પચ્ચખ્ખાણવાળાને તે કલ્પે છે, એવી પ્રવૃત્તિ જોવાય છે. ૪-૩-૨૦-૪૨-૨૭૨

પ્ર૦ ૨૧—પોષ દશમીની રાત્રિએ શ્રીપાર્શ્વનાથનું જન્મ કલ્યાણક છે. તેમાં તે રાત્રિ શું નોમ અને દશમની મધ્યની લેવી કે દશમ અને અગીઆરસની મધ્યની લેવી? તથા તે સંબંધિ સ્નાત્ર દશમના દિવસે કરાય કે અગીઆરસને દિવસે કરાય ?

ઉ૦—પાર્શ્વનાથ પ્રભુનું જન્મકલ્યાણક દશમની રાત્રિએ થયું છે, માટે દશમને દિવસે સ્નાત્ર કરવું જોઈએ. ૪-૩-૨૧-૪૩-૨૭૩

પ્ર૦ ૨૨—પ્રતિક્રમણમાં આલોચના(દિવસીઅં આલોઉં)

કર્યા બાદ "ठाणे कमणे" ઇત્યાદિ કહીને ગમનાગમનની આલોચનાનો આદેશ इच्छाकारेण संदिसह भगवन् गमणागमणे आलोउं મંગાય છે; તેમાં કેટલાક કહે છે કે ગમનાગમનની આલોચનાનો આદેશ મંગાતો નથી, તો આ વસ્તુને આશ્રયીને જે હોય તે જણાવવા કૃપા કરશો તથા કેટલાક કહે છે કે સો હાથ ઉપર ગયા હોય તો ગમનાગમનની આલોચનાનો આદેશ મંગાય છે અને કેટલાક એમ કહે છે કે-પ્રમાર્જ્યા વિનાની ભૂમીએ ગમન થયું હોય તો આલોચનાનો આદેશ મંગાય છે તો આ વસ્તુને આશ્રયીને પણ જે ઉચિત હોય તે જણાવવા કૃપા કરશો ?

ઉ૦—પ્રતિક્રમણમાં આલોચના કર્યા બાદ "ठाणे कमणे" ઇત્યાદિ સૂત્ર કહીને ગમનાગમનની આલોચનાનો આદેશ માગવો યોગ્ય જણાય છે તથા પૌષધમાં સ્થંડીલાદિ પ્રયોજને બહાર જઈને આવ્યા બાદ ગમનાગમનની આલોચના કરવી જોઇએ, એમ જણાય છે. ૪–૩–૨૨–૪૪–૨૭૪

પ્ર૦ ૨૩—પૌષધ ઉચ્ચરાવ્યા બાદ કયો સાવદ્ય વ્યાપાર બાકી રહે છે કે જેના માટે સામાયિક ઉચ્ચરાવાય છે ? તથા પૌષધમાં દેશાવકાશિક ઉચ્ચરાવાતું નથી અને સામાયિકમાં ઉચ્ચરાવાય છે, તેમાં શું પ્રયોજન છે ?

ઉ૦—પૌષધ કર્યા બાદ જે સામાયિક ઉચ્ચરાવાય છે તે તો સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલ નવમા વ્રતની આરાધના માટે છે તથા જે દેશાવકાશિક કરાવાતું નથી તે તો પોતાની નિર્દોષપણે ગમનઆગમનમાં પ્રવર્તે છે તેથી દેશાવકાશિક ઉચ્ચરાવવાનું કાંઈ પ્રયોજન નથી. સામાયિકમાં

દેશાવકાશિકનું કરવું તો બે ઘડી પ્રમાણ સામાયિક પાપાં આદિ વિરતિ રહે તે માટે છે. ૪-૩-૨૩-૪૫-૨૭૫

પ્ર૦ ૨૪—દ્વિદલને આશ્રયી કેટલાક આ પ્રમાણે કહે છે કે જેની સરખી બે ફાડ થઈ શકે, અને જેમાં સ્નેહ ન હોય તે દ્વિદલ, છાશ-કાચું ગોરસ અને મુખ આ ત્રણ વસ્તુનો સંયોગ થતાં તેમાં જીવો ઉત્પન્ન થાય છે, કેટલાક એમ કહે છે કે-દ્વિદલ અને તક્ર-છાશનો સંયોગ થતાં જીવો ઉત્પન્ન થાય છે, આ વિષય ઉપર જે શાસ્ત્રાનુસારી હોય તે જણાવવા કૃપા કરશો?

ઉ૦—દ્વિદલ ધાન્યમાં કાચું દુધ દહિં કે છાશનો સંયોગ થતાં જીવો ઉત્પન્ન થાય છે, એમ શાસ્ત્રને અનુસરીને પણ જાણ્યું છે. મુખનો સંયોગ થતાં તેમાં જીવો ઉત્પન્ન થાય છે એમ જાણ્યું નથી. અર્થાત્ મુખનો સંયોગ ન થાય તો પણ કાચા ગોરસના સંયોગથી જીવો ઉત્પન્ન થાય છે. ૪-૩-૨૪-૪૬-૨૭૬

પ્ર૦ ૨૫—સાધારણ જિનમંદિરમાં પ્રતિમા પધરાવવા માટે જ્યારે જ્યારે પ્રતિમા કરાવવી હોય ત્યારે ગામના નામથી પ્રતિમા જોવી જોઈએ કે સંઘની રાશિથી? જો સંઘની રાશિના નામથી જોવાય તો સર્વ ગામના સંઘનું એકજ રાશિ નામ આવે છે, તેથી જેમ યુક્ત હોય તેમ જણાવવા કૃપા કરશો?

ઉ૦—સર્વ સાધારણ જિનમંદિરમાં પ્રતિમા કરાવવી હોય ત્યારે ગામના નામથી પ્રતિમા જોવી ઠીક જણાય છે. અર્થાત્ ગામ રાશીથી જોવી પણ સંઘ રાશીથી નહિ. ૪-૩-૨૫-૪૭-૨૭૭

પ્ર૦ ૨૬—હમેશાં છઠ્ઠાવ્રતના સંક્ષેપ રૂપ દિગ્ગમનવિરતિ બે વાર કરાય છે તે દેશાવકાશિક નામના દશમા વ્રતમાં આવે છે અને ચૌદ નિયમો તો ભોગોપભોગવિરમણ નામના સાતમા વ્રતમાં આવે છે, તો તે દેશાવકાશિકનું પચ્ચખ્ખાણ કરવા દ્વારા કેમ ઉચ્ચરાવાય છે?

ઉ૦—દેશાવકાશિક વ્રત બે પ્રકારનું છે. એક છઠ્ઠા વ્રતના સંક્ષેપ સ્વરૂપ, કે જે હમેશાં ચારે દિશાની વિરતિ કરવા સ્વરૂપ છે. બીજું સર્વ વ્રતના સંક્ષેપ રૂપ કરવામાં આવે છે. માટે અહિં કોઇ પણ જાતની વિપ્રતિપત્તિ-વિરોધ નથી. ૪–૩–૨૬–૪૮–૨૭૮

પ્ર૦ ૨૭—ઉપધાનની વાચના નવકાર ગણ્યા વિના અપાય કે નવકાર ગણવા પૂર્વક?

ઉ૦—શ્રી વિજયદાનસૂરિ મહારાજ નવકાર વિના જ ઉપધાનની વાચના આપતા હતા, અમે પણ તેજ રીતિએ આપીએ છીએ ૪–૨–૨૭–૪૯–૨૭૯

પ્ર૦ ૨૮—ઉપધાનની વાચના પારણાને દિવસે અપાય કે તપના દિવસે? તથા ઉપધાનની વાચના પ્રાતઃકાલે અપાય કે સાંજના સમયે?

ઉ૦—ઉપધાનની વાચના પારણાના દિવસે અથવા તપના દિવસે આપેલી સુઝે છે. તથા ઉપધાનની વાચના આયંબિલ અથવા એકાસણું કર્યા બાદ સાંઝના સમયે પણ આપેલી સુઝે છે. પરંતુ પ્રતિદિન કરાતિ સાંજના સમયની ક્રિયા વાચના લીધા પછી કરાય છે. ૪–૩–૨૮–૫૦–૨૮૦

પ્ર૦ ૨૯—ચોમાસામાં માલારોપણની નાણ ક્યારથી આરંભીને કરાય?

ઉ૦—ચાતુર્માસમાં ચોથા વ્રતની અને માલારોપણની નાણ વિજયાદશમી પછી માંડી શકાય છે. બાર વ્રતની નાણ તો પહેલાં પણ માંડી શકાતી દેખાય છે. ૪-૩-૨૯-૫૧-૨૮૧

પ્ર૦ ૩૦—ઉપધાનમાં લીલું શાક ખાવું કલ્પે કે નહિ ? તથા વિલેપન, અને મસ્તકમાં તેલ નાખવું વગેરે કલ્પે કે નહિ ?

ઉ૦—હાલ ઉપધાનમાં લીલું શાક ખાવાની રીતિ નથી. તથા સાધુની જેમ વિલેપન અને મસ્તકમાં તેલ નાખવું વગેરે સ્વયં ઈચ્છે નહિ, પરંતુ જો કોઇ બીજો ભક્તિ કરે તો નિષેધ જાણ્યો નથી. ૪-૩-૩૦-૫૨-૨૮૨

પ્ર૦ ૩૧—શ્રાવકશ્રાવિકાઓને "नाणं पंचविहं पन्नत्तं" ઇત્યાદિ સ્વરૂપ નન્દીસૂત્ર સંભળાવવું કે ત્રણ નમસ્કાર સ્વરૂપ?

ઉ૦—શ્રાવક શ્રાવિકાઓને ત્રણ નમસ્કાર સ્વરૂપ નન્દિસૂત્ર સંભળાવાય છે. ૪-૩-૩૧-૫૩-૨૮૩

પ્ર૦ ૩૨—શ્રાવક અને શ્રાવિકાઓ ઉભાં રહીને ઉપધાનની વાચના ગ્રહણ કરે કે બેસીને ?

ઉ૦—શ્રાવિકાઓ ઉપધાનની વાચના ઉભી રહીને સાંભળે, અને શ્રાવકો ચૈત્યવંદન મુદ્રાએ સાંભળે. ૪-૩-૩૨-૫૪-૨૮૪

પ્ર૦ ૩૩—પોસાતી શ્રાવક વસ્ત્રથી મસ્તક બાંધીને દેવમંદિર જઇને દેવવંદન કરે કે નહિ ?

ઉ૦—પોસાતી શ્રાવકને મુખ્યવૃત્તિએ માથું બાંધવાનો અધિકાર નથી. પરંતુ કારણ હોય તો "फालिउं" એવા પ્રસિદ્ધ વસ્ત્રથી માથું બાંધ્યું હોય તો—અર્થાત્ ફાલીઉં મ.થે બાંધ્યું હોય તો તે દેવમંદિરમાં દેવવંદનની ક્રિયા કરતાં

છોડેલું જોવાય છે. બીજો કોઇ વિશેષ જાણ્યો નથી. ૪–૩–૩૩–૫૫–૨૮૫

પ્ર૦ ૩૪—સંવચ્છરી, પખ્ખિ, અષ્ટમી, જ્ઞાનપંચમી, અને રોહિણીના તપો જેણે જીંદગી સુધીના ઉચ્ચર્યા હોય તે રોહિણી આગળ કે પાછળ આવે છતે છઠ્ઠ કરવાની શક્તિ ન હોય તો શું કરે ?

ઉ૦—સર્વથા છઠ્ઠ કરવાની શક્તિ ન હોય તો જે તપ પહેલો આવે તે પહેલાં કરે અને બાકી રહેલ તપ પાછળથી કરી આપી શકે છે. ૪–૩–૩૪–૫૬–૨૮૬

પ્ર૦ ૩૫—શ્રાવકોને અગીઆર અંગસૂત્રો સંભળાવાતાં હોય ત્યારે નાણ માંડેલી દેખાય છે કે નહિ ?

ઉ૦—શ્રાવકોને અગીઆર અંગસૂત્રો સંભળાવાતાં હોય ત્યારે નાણ માંડવાનો અધિકાર જાણ્યો નથી. ૪–૩–૩૫–૫૭–૨૮૭

પ્ર૦ ૩૬—અન્યતીર્થીક કોઈ જો ચોથું વ્રત ઉચ્ચરે ત્યારે નાણ વિના પણ શું ઉચ્ચરાવી શકાય કે નાણ માંડીને ?

ઉ૦—અન્યતીર્થિક કોઇ જો ચોથું વ્રત ઉચ્ચરે તો નાણ વિના પણ ઉચ્ચરાવાય છે. તે વસ્તુ આશ્રયીને કોઇ પણ જાતનો નિષેધ જાણ્યો નથી. ૪–૩–૩૬–૫૮–૨૮૮

પ્ર૦ ૩૭–પોસાતી શ્રાવક જો આહાર વાપરે તો તેના જમ્યા બાદ ચૈત્યવંદન કર્યા વિના પાણી પીવું સુઝે કે નહિ ? તેમજ ઉપધાન વિનાનો અથવા ઉપધાન વહન કરનાર આહાર વાપરનાર પોસાતિ સંધ્યા સમયની પડિલેહણ કયા અનુક્રમથી કરે ?

ઉ૦—પોસાતી શ્રાવકને આહાર ગ્રહણ કર્યા પછી ચૈત્ય-વંદન કર્યા બાદ જ પાણી પીવું સુઝે છે, તે સિવાય નહિ. કારણ કે પૌષધમાં શ્રાવકની પણ ઘણી ક્રિયારીતિ સાધુની જેમ જ છે. તથા આહાર વાપરનાર પોસાતી સંધ્યા સમયે પડિલેહણની મુહપત્તિ પડિલેહીને પહેરેલું ધોતીયું બદલીને "पडिलेहणा पडिलेहावो" એવો આદેશ માગીને વડીલોની પડિલેહણ કરીને ઉપધિ મુહપત્તિ પડિલેહે, ત્યારબાદ સજ્ઝાય કરીને બે વાંદણાં આપીને પચ્ચખ્ખાણ કરીને "उपधि संदिसाहुं, उपधि पडिलेहुं" આ બે આદેશ ખમાસમણ દઈને માગે છે એવી સામાચારી છે. ઉપધાન વહન કરનાર પોસાતીને અંગે આટલો વિશેષ છે કે-પાણિ ચૂકવ્યા બાદ ગુરૂપાસે અથવા સ્થાપનાચાર્યજીની પાંસે મુહપત્તિ પડિલેહીને બે વાંદણાં દઈને પચ્ચખ્ખાણ કરે, પરંતુ પડિલેહણના સમયે વાંદણાં અને પચખ્ખાણ ન કરે. બીજો કોઇ તફાવત જણ્યો નથી. ૪-૩-૩૭-૫૯-૨૮૯

પ્ર૦ ૩૮—રાત્રિપોસાતી લઘુનીતિ અને વડિનીતિનાં કેટલાં માંડલાં કરે ?

ઉ૦—રાત્રિ પોસાતી માત્રું અને ઠલ્લો પરઠવવાની ભૂમીને આશ્રી ચોવીસ માંડલાં કરે. "बारस बारस तिन्नि अ" એવું વચન છે માટે બાર માંડલા અંદર અને બાર માંડલાં બહાર, આ પ્રમાણે ચોવીસ કરે. ૪-૩-૩૮-૬૦-૨૯૦

પ્ર૦ ૩૯—જે સાંઝે રાત્રિપોસહ કરે છે તે રાત્રિ પોસહ ઉચ્ચર્યા બાદ પાણી પી શકે કે નહિ ?

ઉ૦—જે સાંઝના સમયે રાત્રિપૌષધ કરે છે, તેને

આહારપોસહ સર્વથી જ ઉચ્ચરાવાય છે પરંતુ દેશથી નહિ તેથી દિવસનો પોસહ હોય કે ન હોય પરંતુ રાતનો પોસહ કર્યા બાદ તે પોસાતી પાણી પી શકે નહિ ૪-૩-૩૯-૬૧-૨૯૧

પ્ર૦ ૪૦—તિવિહાર પચ્ચખ્ખાણ યુક્ત નિવિ, એકાસણું, કે બીઆસણું કરેલું હોય તો લીલુ શાક ખાવું કલ્પે કે નહિ ?

ઉ૦—તિવિહાર પચ્ચખ્ખાણ યુક્ત નિવિ વગેરેમાં એકાન્તે લીલું શાક ખાવાનો નિષેધ જાણ્યો નથી. ત્યાગ કરવા માટે ન ગ્રહણ કરે તો સારૂં. ૪-૩-૪૦-૬૨-૨૯૨

પ્ર૦ ૪૧—દિવસે જેણે પોસહ ઉચ્ચરેલો હોય એવો પોસાતી સાંજની પડિલેહણ કરીને જો રાત્રિ પોસહ કરે તો પડિલેહણના આદેશોને શું ફરીથી માગે ? કે પૂર્વે માગેલા આદેશોથી જ ચાલી શકે છે ?

ઉ૦—પડિલેહણના આદેશો ફરીથી માગવા પડે, એવું જોવાતું નથી. ૪-૩-૪૧-૬૩-૨૯૩

પ્ર૦ ૪૨—એકાસણા સહિત નિવિનું પચ્ચખ્ખાણ અને એકલું એકાસણાનું પચ્ચખ્ખાણ આ બે પચ્ચખ્ખાણના ઉચ્ચારમાં શું ભેદ છે ?

ઉ૦—નીવી અને એકાસણાના પચ્ચખ્ખાણમાં એટલોજ ફરક છે કે નિવિના પચ્ચખ્ખાણમાં "निव्विगइयं पच्चक्खामि" એવો પાઠ ઉચ્ચરાય છે અને એકાસણાના પચ્ચખ્ખાણમાં "विगइयं पच्चक्खामि" એમ ઉચ્ચરાય છે, બીજું સર્વ સરખું છે તથા આ પણ અંતર છે કે—નિવિનું

પચ્ચખ્ખાણ તિવિહારૂં અથવા ચોવિહારૂં થાય છે, ત્યારે એકાસણાનું પચ્ચખ્ખાણ તો દુવિહારું પણ થાય છે. ૪-૩-૪૨-૬૪-૨૯૪

પ્ર૦ ૪૩—પૌષધ અને સામાયિક ગ્રહણ કર્યા બાદ તેના પારવાનો સમય થયા પહેલાં પૌષધ અને સામાયિક ગ્રહણ કરનારના શરીરે કીલામણા-દરદ થાય ત્યારે શું કરવું?

ઉ૦—પૌષધ અને સામાયિકનો પારવાનો સમય પ્રાપ્ત થયા પહેલાં જો શ્રાહકના શરીરે પીડા થાય તો પારવાનો સમય પ્રાપ્ત થયા પછી સાવધાન થયા બાદ તે યથાશક્તિ પોસહ અને સામાયિકને પારવાનો આચાર બરાબર રીતે કરે. જો શ્રાહક સાવધાન થયો ન હોય તો પાસે રહેલા બીજાઓ સમય થતાં પારવાની વિધિ સંભળાવે. પરંતુ જ્યાં સુધી પારવાની વિધિ સંભળાવી ન હોય ત્યાં સુધી મોટી વિરાધના કરવા દે નહિ, એમ સંભાવના થાય છે. ૪-૩-૪૩-૬૫-૨૯૫

પ્ર૦ ૪૪—આરતિ અને મંગલદીવો પ્રદક્ષિણાના ક્રમથી ઉતારાય કે અવળા ક્રમથી ઉતારાય? તથા આરતિ મંગલદીવો ઉતારવાનો પાઠ કયો છે?

ઉ૦—જિનપ્રતિમાની આગળ આરતિ અને મંગલદીવો સવળા ક્રમથી ઉતારાય, પરંતુ અવળા ક્રમથી નહિ. પૂર્વાચાર્યના રચેલ ગ્રંથની અંદર કોઈ ઠેકાણે અવળાક્રમે ઉતારવાના પણ અક્ષરો છે. પરંતુ હાલ શ્રાદ્ધવિધિ અને જીનપ્રભસૂરિએ કરેલ પૂજાપ્રકરણમાં પ્રદક્ષિણાક્રમથી જ ઉતારવાનું કહ્યું છે, તેથી તે પ્રમાણે જ કરાય છે. આરતિ,

મંગલદીવો ઉતારવાની ગાથા આ છે. 'હે જીન-દેવાધિદેવ મરકતમણિના બનાવેલા વિશાલ સ્થાલમાં રહેલો માણિક્ય-મંડિત દીવો અને સ્નાન કરાયેલ હાથે ઉપાડાયેલી આરતિ તમારી સન્મુખ ઉતારવામાં આવો' (૧). ૪-૩-૪૪-૬૬-૨૯૬

પ્ર૦ ૪૫—શ્રાવકોને જો અગીઆર અંગો સંભળાવવામાં આવે તો શું પહેલા અને ચોથા જ પ્રહરમાં સંભળાવાય કે બીજા અને ત્રીજા પ્રહરમાં પણ ?

ઉ૦—શ્રાવકોને જ્યારે અગીઆર અંગો કેવલ સૂત્રથી સંભળાવવામાં આવે ત્યારે પહેલા અને ચોથા પ્રહરમાં સંભળાવેલાં સુઝે છે અને અર્થ સહિત સંભળાવવામાં આવે તો બીજા અને ત્રીજા પ્રહરમાં પણ સુઝે છે. ૪-૩-૪૫-૬૭-૨૯૭

ચોથા પ્રકાશે પ્રશ્નકાર ચોથા
ડુંગરપુરના સંઘે કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—સત્તરભેદી પૂજામાં અષ્ટમંગલનો સ્થાલ ભરે ત્યારબાદ તેની પૂજા થઈ રહ્યા પછી તેને દૂર કરતાં-ભાંગી નાખતાં અષ્ટમંગલની અંદર રહેલ મત્સ્યયુગલના આકારનો પણ ભંગ થાય અને તેમ થવાથી પાપ લાગે કે નહિ ?

ઉ૦—આઠ મંગલમાં મત્સ્યાકારનું વિધાન શાસ્ત્રાનુસારી હોવાથી યોગ્યજ છે પૂજા પૂરી થયા બાદ આઠ મંગલનું અપનયન-દૂર કરવું પણ યોગ્ય જ છે, એમ લાગે છે. તથા મત્સ્યાકારના ભંગમાં જેઓ પાપ માને છે તેને સમજાવવા આવા પ્રકારની યુક્તિ પણ શાસ્ત્રમાં છે. તે આ પ્રમાણે—જ્યારે ઈંદ્ર તીર્થંકરનો જન્મોત્સવ કરવા આવે છે ત્યારે પ્રથમ

ભગવાનના જન્મઘરમાં આવીને માતા પાસેથી ભગવાનને ગ્રહણ કરીને અને માતા પાસે ભગવાનના પ્રતિબિંબને મૂકીને મેરૂ પર્વત ઉપર જઇને જન્માભિષેક કરીને ફરીથી પણ ત્યાં આવીને માતાની પાસે ભગવાનને મૂકે; મૂકીને પ્રતિબિંબનું વિસર્જન કરે છે. તથા નવીન પિત્તલ વગેરેની પ્રતિમા ભરાવતાં પહેલાં એવો મીણનો આકાર કરીને ઉપર માટી લગાડીને મધ્યમાં રહેલ મીણને ઓગાળીને કાઢી નાખવામાં આવે છે. આ વિષયમાં અને પૂર્વના વિષયમાં જેમ હિંસાના પરિણામ નહિ હોવાથી પાપ લાગતું નથી તેમ મત્સ્યયુગલને ક્રૂર કરવામાં પણ જાણવું. ૪-૪-૧-૯૮-૨૯૮

પ્ર૦ ૨—જિનપ્રતિમાઓને તે ને તેજ આભરણો હમેશાં પહેરાવાય છે. તો તે આભરણો નિર્માલ્ય કેમ થતાં નથી ?

ઉ૦—નિર્માલ્યતાને આશ્રયી શાસ્ત્રમાં એમ કહ્યું છે કે-"भोगविनष्टं द्रव्यं निर्माल्यम्"-'ભોગથી નાશ પામેલું દ્રવ્ય નિર્માલ્ય કહેવાય છે'. આથી આભૂષણો ભોગ કરવાથી વિનાશ પામતાં નહિ હોવાથી નિર્માલ્ય થતાં નથી એમ જાણવું. ૪-૪-૨-૯૯-૨૯૯

પ્ર૦ ૩—વિષ્ણુકુમારનો સંબંધ કયા ગ્રંથમાં છે ? તથા તેમણે જે લાખ યોજન પ્રમાણ રૂપ વિકુર્વ્યું સંભળાય છે તે શું ઉત્સેધાંગુલ નિષ્પન્ન યોજનના પ્રમાણથી કે પ્રમાણાંગુલ નિષ્પન્ન યોજનના પ્રમાણથી ? તથા તેમણે એક પગ પૂર્વ સમુદ્રને છેડે અને બીજો પગ પશ્ચિમ સમુદ્રને છેડે મૂક્યો છે એમ પણ કહ્યું છે. તો આ સંબંધી જેમ ઘટતું હોય તેમ જણાવવા કૃપા કરશો ?

ઉ૦—વિષ્ણુકુમારનો સંબંધ ઉત્તરાધ્યયનની ટીકા અને ઉપદેશમાલાની ટીકા વગેરે ગ્રંથોમાં છે. તથા તેમણે જે લાખ યોજન પ્રમાણ રૂપ વિકુર્વ્યું છે તે ઉત્સેધાંગુલથી બનેલ યોજનના પ્રમાણથી સમજવું. જે પૂર્વ અને પશ્ચિમ સમુદ્રમાં પગ મૂક્યા એમ આવે છે તે જંબૂદ્વિપની મધ્યમાં રહેલ લવણસમુદ્રની ખાઈઓમાં મૂક્યા હોય એમ સંભાવના થાય છે. જો એમ ન માનીએ તો ઉત્સેધાંગુલથી બનેલ લાખ યોજન પ્રમાણના શરીરવાળા તેમના બે ચરણોથી પૂર્વ અને પશ્ચિમ લવણ સમુદ્રનો સ્પર્શ થવો દુઃશકય છે-દુઃખ પૂર્વક થઈ શકે તેમ છે. ૪-૪-૩-૭૦-૩૦૦

ચોથા પ્રકાશે પ્રશ્નકાર પાંચમા-સિદ્ધપુરના સંઘે કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—પ્રતિવાસુદેવ માતાના ગર્ભમાં આવે ત્યારે તેની માતા કેટલાં સ્વપ્નો જુએ ?

ઉ૦—સપ્તતિશતસ્થાનક અને શાન્તિચરિત્ર વગેરે ગ્રંથોના અનુસારે ત્રણ સ્વપ્નો જુએ, એમ જણાય છે, ૪-૫-૧-૭૧-૩૦૧

પ્ર૦ ૨—તે દિવસનું તળેલું પક્વાન્ન કડાવિગઈના પચ્ચખ્ખાણવાળાને કલ્પે કે નહિ ?

ઉ૦—તે દિવસનું તળેલું પક્વાન્ન કડાવિગઈના પચ્ચખ્ખાણવાળાને, જો પચ્ચખ્ખાણ કરવાના સમયે છૂટું રાખ્યું હોય તો, કલ્પે છે તે સિવાય નહિ, એવી પરંપરા દેખાય છે. ૪-૫-૨-૭૨-૩૦૨

પ્ર૦ ૩—ચાતુર્માસમાં અઢી ગાઉના પ્રમાણે કરી નદી

ઉતરીને જેમ આહાર ગ્રહણ કરવા માટે જવાય છે તેમ વંદન અને ખામણાં કરવા જવાય કે નહિ ?

ઉ૦—ચાતુર્માસમાં અઢી ગાઉ પ્રમાણે કરી નદીને ઉતરીને જેમ ભિક્ષા ગ્રહણ માટે એક પગ પાણીમાં અને એક પગ અદ્ધર રાખીને જવાય છે તેમ વંદન માટે અને ખામણા માટે જાય તો શાસ્ત્રના અનુસારે એકાન્તે નિષેધ નથી. પરંતુ હાલ પ્રવૃત્તિ જોવાતી નથી. ૪–૫–૩–૭૩–૩૦૩

ત્રીજા પ્રકાશે પ્રશ્નકાર છઠ્ઠા

ધાયતા ગામના સંઘે કરેલા પ્રશ્નો અને તેના ઉત્તરો

પ્ર૦ ૧—બે શ્રાવકો પ્રતિક્રમણ કરતા હોય કે સામાયિક કર્યું હોય ત્યારે એક શ્રાવકના હાથમાંથી બીજા શ્રાવકે ચરવલો પાડી નાખ્યો, તે વખતે બેમાંથી કોને ઇરિ-યાવહીયાનું પ્રતિક્રમણ આવે ? બંને શ્રાવકને ઇરિયાવહીયાનું પ્રતિક્રમણ આવે કે એક શ્રાવકને આવે ?

ઉ૦—બે શ્રાવકો પ્રતિક્રમણ વગેરે કરતા હોય તે વખતે એકે સાવધાનતાથી ચરવલો ગ્રહણ કર્યો હોય, હવે જો બીજાનો હાથ લાગવાના હેતુથી તે પડી જાય તો પાડનારને ઇરિયાવહીનું પ્રતિક્રમણ આવે છે. અને જો ગ્રહણ પણ ઉપયોગ રાખ્યા વિના જ કર્યો હોય તો ગ્રહણ કરનાર અને પાડનાર બંનેને ઇરિયાવહીનું પ્રતિક્રમણ આવે છે. ૪–૬–૧–૭૪–૩૦૪

પ્ર૦ ૨—જે શુદ્ધ ક્રિયા કરતો હોય અને શુદ્ધ આચાર પાલતો હોય છતાં આવેલ ઇરિયાવહીયાના પ્રતિક્રમણને જાણે નહિ તે કેટલા મુહૂર્તે ઇરિયાવહીયાનું પ્રતિક્રમણ કરી શકે ?

## નિત્ય વિચારણીય માંગલીક ભાવનાઓ

( ગુરૂ-પ્રસાદી )

૧ મૈત્રી ભાવના—૧ સર્વ જગતનું કલ્યાણ થાઓ. ૨ પર-હિત કરવામાં સહુ રક્ત થાઓ. ૩ દોષમાત્રનો ક્ષય થાઓ. ૪ હું કોઇનો દુશ્મન નથી, મારૂં કોઈ દુશ્મન નથી.

૨ પ્રમોદ ભાવના—૫ કોઇના પુણ્યપ્રાપ્ત સુખની હું ઈર્ષ્યા કરીશ નહિ. ૬ આત્મ વિકાસના માર્ગે ચઢતા ગુણી આત્માથી હું પ્રમોદ પામીશ. ૭ માર્ગાનુસારી મુમુક્ષુ આત્માઓને મારી સહાનુભૂતિ છે. ૮ તૃષ્ણા-મમતાને સંતોષથી મારી હઠાવીશ ( જે થાય તે સારા માટે માની સંતોષ રાખીશ).

૩ કારૂણ્ય ભાવના—૯ દુઃખીઓના દુઃખનો પ્રતીકાર કરવામાં મ્હારી શક્તિઓ ઉદાર થાઓ. ૧૦ દુઃખનું કારણ પાપ–અધર્મ વધુ દયા પાત્ર છે. ૧૧ કોઇને ધન વગેરે આપવું દ્રવ્ય દયા છે, ધર્મ આપવો તે ભાવ-દયા છે. ૧૨ પરદયામાં સ્વ દયાને હું ન ભૂલું.

૪. માધ્યસ્થ્ય ભાવના—૧૩ દોષ સહજ છે, ગુણ દુર્લભ છે. ૧૪ કર્માધીન જીવોની પ્રવૃત્તિથી મ્હને કોઇ પ્રત્યે રાગ દ્વેષ ન થાઓ. ૧૫ મ્હારે મ્હારા આત્માનું જોવા-વિચારવાનું ઘણું પડ્યું છે, હું સંસારનો કાજી શી રીતે બનું ? ૧૬ માધ્યસ્થ્યના નિઃસ્પંદ રૂપ સત્ય તત્ત્વની પરીક્ષા તથા પાલન સાથે મ્હને આજીવન દોસ્તી હો.

"जं जीअमसोहिकरं, पासत्थपमत्तसंजयाईण्णं ।
जइवि महाणाइन्नं, ण तेण जीएण ववहारो ॥५२॥"

ભાવાર્થ:—'યદ્યપિ મહાજને આચરેલું હોય એવું પણ પાસત્થા પ્રમત્ત સંયતોનું આત્માની શોધિ નહિ કરનારૂં એવું જે જિત-આચરણ હોય તે જીત-આચરણ શાસ્ત્રમાં જીતવ્યવહાર તરીકે કહેવાતું નથી.'

"जं जीअं सोहिकरं, संवेगपरायणेण दंतेण ।
इक्केणवि आइन्नं, तेण उ जीएण ववहारो ॥५३॥"

ભાવાર્થ—'એક પણ સંવેગપરાયણ અને દાન્ત એવા ગીતાર્થે આત્માની શુદ્ધિ કરનારૂં જે આચરેલું હોય તેવા જીતથી-આચરણથી વ્યવહાર ચાલે છે.'

"आत्मप्रवृत्तावतिजागरूकः परप्रवृत्तौ बधिरांधमूकः ।
सदा चिदानंदपदोपयोगी लोकोत्तरं साम्यमुपैति योगी ॥"

ભાવાર્થ:—'જે યોગી આત્મ પ્રવૃત્તિમાં અતિ ઉદ્યમશીલ અને પર-બાહ્યવ્યવસાયમાં બધિર-બ્હેરો-અંધ અને મૂંક-મુંગા જેવો રહે છે તેમજ સદા ચિદાનંદ પદના ઉપયોગમાં રમનારો છે તે યોગી લોકોત્તર સમભાવને પ્રાપ્ત કરે છે.'

"यः शासनोड्डाहनिवारणादि-सद्धर्मकार्याय समुद्यतः सन् ।
तनोति मायां निरवद्यचेताः प्रोक्तः स चाराधक एव सुज्ञैः ॥"

ભાવાર્થ:—'નિષ્પાપ ચિત્તવાળો જે શાસનના ઉડ્ડાહનું નિવારણ વગેરે સદ્ધર્મ કાર્ય કરવા માટે ઉદ્યત થયો થકો માયાનું સેવન કરે તો પણ સુજ્ઞ મહાત્માઓ તેને આરાધક કહે છે.'